# પ્રકાશકનું નિવેદન

પુસ્તક-પરિચયમાં, લેખકના આત્મ નિવેદનમાં તથા અનુવાદકના પ્રાક્કથનમાં આ પુસ્તક સબંધી પર્યાપ્તરૂપે કહેવાઈ ચૂક્યું છે.

ઉપાધ્યાય કવિરત્ન શ્રી અમરચંદ્રજી મહારાજશ્રીએ તેમના હિંદી પુસ્તકનો અનુવાદ કરવાની અમને મંજૂરી આપી તે માટે અમે તેમનો હાર્દિક આભાર માનીએ છીએ.

એ જ પ્રમાણે મહારાજશ્રીએ તેમના હિંદી વ્યાખ્યાન સંગ્રહનો પણ અનુવાદ કરવાની અમને મંજૂરી આપી છે, તે પુસ્તક પણ અમે આવતા વર્ષે પ્રગટ કરવાની ધારણા રાખીએ છીએ

સભાની સ્થાપના થઈ તે વખતથી જ સારામાં સારું આવશ્યક સૂત્ર-સામાયિક સૂત્ર તથા પ્રતિક્રમણ સૂત્ર બનતી ત્વરાએ બહાર પાડવાની સભાની ઉત્કૃષ્ટ ઇચ્છા હતી સામાયિક સૂત્ર ગયે વર્ષે અમે પ્રગટ કર્યું અને પ્રતિક્રમણ સૂત્ર આ વર્ષે પ્રગટ થાય છે. એ રીતે અમારી ઇચ્છા પૂર્ણ રીતે પાર પડી શકી છે તે માટે અમે સંતોષ અનુભવીએ છીએ

બન્ને પુસ્તકો વાચક વર્ગનો સારો આદર પામશે એમ અમે ધારીએ છીએ.

**જૈન સિદ્ધાંત સભા**

# પુસ્તક-પરિચય

સુષુપ્ત માનવ-ચેતનાને જાગ્રત કરવા માટે જે શ્રમ કરવામા આવે છે એ શ્રમ જ વસ્તુત માનવજીવનમા અજર-અમર પ્રકાશ પાડી શકે છે આ પુસ્તક દ્વારા શ્રદ્ધેય ઉપાધ્યાયશ્રીજી એ જ પ્રકાશ પ્રદાન કરે છે

પ્રાચીન જૈનાગમ સાહિત્યનુ ગભીર વિશ્લેષણ, આચાર્ય ભદ્રબાહુ અને જિનભદ્ર આદિનુ તત્ત્વચિંતન અને ઉપાધ્યાયશ્રીજીનુ સ્પષ્ટ મનન-એ સર્વે મળી પ્રસ્તુત પુસ્તકમા એક સુંદર જીવનચિત્ર ઉપસ્થિત કરે છે.

પ્રત્યેક મૂળ પાઠને અંતે સ્વતંત્ર ચિંતન, વિશદ વ્યાખ્યા, તળસ્પર્શી વિવેચન અને તુલનાત્મક ટિપ્પણીઓ વાચક માટે એક સ્વતંત્ર જ્યોતિર્મય વિચારસરણીનો સંકેત કરે છે

આ પુસ્તકના પદેપદ ઉપર જીવતું જાગતુ વિશુદ્ધ જૈનત્વ દૃષ્ટિગોચર થાય છે જૈન સંસ્કૃતિમા માનવજીવનનું મહત્ત્વ કેવુ છે? માનવજીવનનો ચરમ અર્થ અને પરમ લક્ષ શુ છે? જે સુખને ધ્રુવ તારો બનાવી વિશ્વનો પ્રત્યેક મનુષ્ય અવિરામ ગતિથી દોડધામ કરે છે તે પરમ સુખનો સ્રોત ક્યા છે? તેમજ—

જૈન ધર્મની અહિંસા નિષ્ક્રિય છે કે સક્રિય? જૈન ધર્મ આપણને પ્રવૃત્તિના પ્રત્યેક ક્ષેત્રમાથી હાથ ખસેડી લઈ એકાન્ત નિવૃત્તિના સંકીર્ણ ખૂણામા આસન લગાવી બેસી જવાનો નિર્દેશ કરે છે કે જીવન મધદરિયામા વિવેકપૂર્વક ઝપલાવી તેમા સફળતાપૂર્વક પાર ઊતરવાનો ઉપદેશ કરે છે?

આવા અનેક સામયિક જીવનપ્રશ્નોનુ નિરાકરણ તથા સમાધાન આ પુસ્તક દ્વારા વાચકોને મળી શકશે એવો અમો પૂર્ણ વિશ્વાસ છે

# આભાર-દર્શન

જામનગરનિવાસી સ્વ. ત્રિકમજી કેશવજી દડીઆના સુપુત્રો શ્રી ગિરધરલાલ ત્રિકમજી તથા ડૉ. ચતુરદાસ ત્રિકમજી, એમ. બી બી એસ તરફથી તેમના ભાઈ શ્રી જેમંગલાલ ત્રિકમજીએ તથા તેમના ધર્મપત્ની અ. સૌ. શાતાબહેને (તે શ્રી ગયચંદ ઘેલાભાઈ વકીલના સુપુત્રી) ધારણ કરેલ આજીવન બ્રહ્મચર્યની તપશ્ચર્યાની પુનિત યાદમા ધર્મપ્રેમી આત્માઓને સપ્રેમ ભેટ આપવા માટે આ પુસ્તકની પચાસ પ્રત ખરીદ કરવામા આવેલ છે

ભાઈ શ્રી જેમગલાલ તથા તેમના પત્ની બહેન શ્રી શાતાબહેનને તેમના આજીવન બ્રહ્મચર્યારાધન માટે ધન્યવાદ દર્શાવતા અમને આનદ થાય છે, અને તે પ્રસગે ભેટ આપવા યોગ્ય આ પુસ્તકની પસદગી કરવામા આવેલ છે તે માટે આ સભા આભારી છે.

**શ્રી જૈન સિદ્ધાંત સભા**

# વિષયાનુક્રમ

## ભાગ ૧લો: આવશ્યક-દિગ્દર્શન

# સમર્પણ

જે તપ અને ત્યાગના ઉજ્જ્વળ પ્રતીક હતા,
જેમના મન, વચન, કર્મ દ્વારા સર્વદા વિવેકનો પ્રકાશ
ઝગમગતો હતો,
જેમનો સંયમ માયાની છાયાથી પર હતો,
જેમની સાધના આદર્શ સાધના હતી,
તે
મહાસ્થવિર, પવિત્રાત્મા, દિવંગત ક્ષમાશ્રમણ
**શ્રી નાથુલાલજી મહારાજ**
ની સેવામા
સાદર, સભક્તિભાવ
સમર્પિત

—મુનિ અમર

# પ્રાક્કથન

આ "શ્રાવક-આવશ્યક" પુસ્તકને "પ્રતિક્રમણ સૂત્ર" નામ આપવામા આવ્યું છે. જો કે પ્રતિક્રમણ એ આવશ્યકનુ એક અંગ વિશેષ છે, છતા સામાન્ય રીતે સંપૂર્ણ આવશ્યકને પ્રચલિત રૂઢિને લઈને પ્રતિક્રમણ કહેવામાં આવે છે; અને પ્રતિક્રમણ શબ્દ સંપૂર્ણ આવશ્યક માટે રૂઢ બની ગયો છે. સામાયિકાદિ આવશ્યકોની શુદ્ધિ પ્રતિક્રમણ વિના થતી નથી તેથી પ્રતિક્રમણ મુખ્ય છે માટે તે આવશ્યક રૂપે પ્રચલિત છે.

આવશ્યક-ક્રિયાના ૭ ભેદ કરવામા આવ્યા છે તે --

| | |
|---|---|
| ૧. સામાયિક | ૪ પ્રતિક્રમણ |
| ૨. ચતુર્વિંશતિ સ્તવ | ૫. કાયોત્સર્ગ |
| ૩. વંદના | ૬ પ્રત્યાખ્યાન |

સમ્યગ્જ્ઞાન સાથેનુ ચારિત્ર મોક્ષનુ સાધન છે, માટે તે ઉપાદેય છે. સર્વે શ્રુતનો સાર ચારિત્ર છે અને ચારિત્રનો સાર મોક્ષ છે

શ્રાવક-શ્રાવિકાના દેશવિરતિ ચારિત્રની શુદ્ધિ અર્થે પ્રતિક્રમણ આવશ્યક છે. પ્રતિક્રમણ ચારિત્રમા રહેલી ભૂલો કે ક્ષતિઓને પશ્ચાત્તાપ રૂપી અગ્નિ દ્વારા બાળીને સાધકના આત્માને નિર્મળ બનાવે છે મોક્ષા-ભિલાષી સાધક પોતાના સાધના-ક્ષેત્રમા પ્રગતિ કરતા કરતા પ્રમાદવશ ભૂલો અવશ્ય કરે છે, અને જ્યા ભૂલોનો સભવ છે ત્યા પશ્ચાત્તાપ-રૂપ પ્રતિક્રમણ અનિવાર્ય બની જાય છે

ભૂલ એ ભૂલ જ છે, પછી તે નાની હોય કે મોટી. વિવેકશીલ જાગ્રત સાધક કોઈ પણ સજોગોમા તેની ઉપેક્ષા કરી શકે નહિ કારણ

ઉપેક્ષાવૃત્તિ ઉત્તરોત્તર સાધકના આત્માને મલિન બનાવી અધઃપતનને રસ્તે દોરી જાય છે તેથી શુદ્ધ હૃદયથી થયેલી ભૂલોનો સ્વીકાર કરવો અને પુનઃ તેવી ભૂલોની ભવિષ્યમાં પુનરાવૃત્તિ ન થાય તેને માટે કૃતનિશ્ચયી બની તે તરફ સતત જાગ્રત રહેવું એ સાધનામય જીવન માટે અતીવ આવશ્યક છે, અને તે જ પ્રતિક્રમણ છે

પ્રતિક્રમણનો અર્થ પાછું વળવું એવો થાય છે, અર્થાત્ એક સ્થિતિમાંથી અન્ય સ્થિતિમાં સંક્રમણ કરી પુનઃ ત્યાંથી પાછા ફરી મૂળ સ્થિતિમાં આવી જવું તે પ્રતિક્રમણ છે શુભ યોગમાં વર્તન થતું હોય તે સ્થિતિને છોડી દઈ અશુભ યોગમાં પ્રવૃત્તિ કરી બાદ ફરીથી શુભ યોગને પ્રાપ્ત કરી લેવો એ પ્રતિક્રમણ છે

પ્રતિક્રમણના પાંચ ભેદ પણ જે પ્રાચીન અને શાસ્ત્રસંમત છે, તે (૧) દૈવસિક (૨) રાત્રિક, (૩) પાક્ષિક, (૪) ચાતુર્માસિક અને (૫) સાંવત્સરિક કાળભેદથી ત્રણ પ્રકારના પ્રતિક્રમણ કહ્યા છે તે (૧) ભૂતકાળમાં લાગેલા દોષોની આલોચના કરવી તે, (૨) વર્તમાનકાળમાં સંવર દ્વારા આવતા દોષોથી બચવું તે અને (૩) ભવિષ્યમાં દોષોને રોકવા માટે પ્રત્યાખ્યાન કરવા તે

આત્માના ઉત્તરોત્તર વિશેષ શુદ્ધ સ્વરૂપમાં સ્થિત રહેવાની ઇચ્છા કરનાર અધિકારીઓએ એ પણ જાણવું આવશ્યક છે કે પ્રતિક્રમણ કોનું કોનું કરવું જોઇએ? ૧ મિથ્યાત્વ, ૨ અવિરતિ, ૩ કષાય અને ૪ અશુભ યોગ—એ ચારનું પ્રતિક્રમણ કરવું જોઇએ મિથ્યાત્વનો ત્યાગ કરી સમ્યક્ત્વ ધારણ કરવું અવિરત દશા છોડી યથાશક્તિ વિરતિનો સ્વીકાર કરવો કષાયોનો ત્યાગ કરી ક્ષમાદિ ગુણો પ્રાપ્ત કરવા અને વિકસાવવા તથા સંસારવર્ધક યોગ વ્યાપારોનો ત્યાગ કરી આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરવી જોઇએ

**આવશ્યકનો ઇતિહાસ**—અત્યારે જે આવશ્યક સૂત્ર બોલવામાં આવે છે તેમાંથી કયા કયા પાઠો મૂળ આવશ્યક-સૂત્રમાં છે તે પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

નમુક્કાર, તિક્ખુત્તો, *ઇરિયા વહિયં સુત્ત, તસ્સ ઉત્તરી, લોગસ્સ, કરેમિભંતે!, નમુત્થુણં, ઇચ્છામિ ઠામિ, કાઉસ્સગ્ગં, ઇચ્છામિ ખમાસમણો, જ્ઞાન, દર્શન, બાર વ્રત અને સંલેખના વિષયક પાઠો તથા ચત્તારી મંગલ છોડીને શ્રાવક-ધર્મ સંબંધી વગેરે સૂત્રો મૌલિક માલુમ પડે છે. બાર વ્રતોની મર્યાદા અને અતિચારો ઉપાશક દશાંગ આદિ સૂત્રોના આધારે લીધેલા છે.

પચીશ પ્રકારના મિથ્યાત્વનો પાઠ કોઇ જૈનાચાર્યે બનાવ્યો હોય એમ ભાસે છે. સંમૂર્ચ્છિમ પચેન્દ્રિય મનુષ્ય ઉત્પત્તિસ્થાન સંબંધીનો પાઠ પન્નવણા સૂત્રમાંથી લીધેલ હોય એમ લાગે છે આ પાઠ શ્રાવક-આવશ્યકની જૂની હસ્તલિખિત પ્રતોમાં નથી પરંતુ આ પાઠ અતિ અગત્યનો છે, તેથી છોડી દેવા જેવો નથી ખામણા સંબંધી તદ્વિષયક પાઠોના આરંભમાં ખુલાસો કર્યો છે.

પાંચ શ્રમણ સૂત્રો મૌલિક છે. ઘણી જગ્યાએ શ્રાવક શ્રાવિકાઓ શ્રમણ સૂત્રો બોલતા નથી, પરંતુ બોલવા મને ઉપયોગી લાગે છે. ગુજરાત-સૌરાષ્ટ્રમાં છ કોટિ સમુદાયના શ્રાવક શ્રાવિકાઓ તો આ પાઠ બોલે છે જ

બાર વ્રત અને સંલેખના આદિના ગુજરાતી પાઠો, અઢાર પાપસ્થાન, જીવયોનિ, છંદ, આલોચના ખામણા વગેરે મૌલિક નથી આ સર્વે આવશ્યકના બહિર્ભૂત છે. પરંતુ તેથી એમ સમજવાનું નથી

* ગણધર કૃત મનાય છે

કે જે સત્રો મૌલિક નથી તેનુ મહત્ત્વ કાઇ ઓછુ છે દેશ કાળ અને રુચિના પરિવર્તનની સાથે-સાથે 'આવશ્યક' ક્રિયોપયોગી સૂત્રની સખ્યામા તથા ભાષામા પરિવર્તન આવતુ ગયુ છે તે જ દર્શાવવાનો અત્રે ઉદ્દેશ છે

આવશ્યકના પ્રતિક્રમણ વધુ વિગત માટે અને અન્ય અનેક બાબતો માટે આ પુસ્તકના પહેલા ભાગમા પ્રશ્નોત્તરી રૂપનુ ચઉદીગમુ પ્રકરણ જોઇ જવા વિનતી છે

આવશ્યક એટલે અવશ્ય કરવા યોગ્ય "આવશ્યક એ ચતુર્વિધ સઘને કરવા યોગ્ય મહત્ત્વપૂર્ણ ક્રિયા છે જ્ઞાતાધર્મ કથાગ સૂત્રના આઠમા અધ્યયનમા તીર્થંકર ગોત્ર બાધવાના વીસ કારણો મધ્યે આવશ્યક પણ એક કારણ દર્શાવેલ છે

આ પુસ્તકને ત્રણ ભાગમા પૂર્ણ કર્યુ છે પહેલા ભાગમા 'આવશ્યક દિગ્દર્શન' આપેલ છે જેમા છએ આવશ્યકોનુ સ્વરૂપ, તેના ઉપર વિવેચન વગેરે વિસ્તૃત સ્પષ્ટતા આપવામા આવ્યા છે પહેલો ભાગ શ્રદ્ધેય ઉપાધ્યાય કવિરત્ન પૂજ્ય શ્રી અમરચદ્રજી મહારાજના 'શ્રમણસૂત્ર' નામક હિન્દી પુસ્તકના અનુવાદ છે જેમા કોઇ કોઇ સ્થળે મેં પાઠ સંક્ષિપ્ત કરેલ છે

બીજા ભાગમા પ્રતિક્રમણ સૂત્ર મૂળ શબ્દાર્થ ભાવાર્થ તથા વિવેચન અને પરિશિષ્ટમા બીજી અનેક ઉપયોગી બાબતો આપી છે આ બીજા ભાગમા ઇચ્છામિ ઠામિ સૂત્ર ગુરુવદન સૂત્ર ચત્તારી મગલ અને પાચ શ્રમણ સૂત્રો તથા તેના શબ્દાર્થ ભાવાર્થ વિવેચન વગેરે તથા જ્ઞાન અને બાર વ્રત ઉપરનુ વિવેચન શ્રદ્ધેય પૂ ઉપાધ્યાય શ્રી મહારાજના તે જ હિન્દી પુસ્તક ઉપરથી લીધેલ છે એ રીતે પૂજ્ય

કવિરત્ન મહારાજશ્રીનું ઋણ મારી ઉપર કાંઈ જેવું તેવું નથી. બાકીનો ભાગ મેં સંપાદન કરેલો છે.

પૂ. કવિરત્ન મહારાજશ્રીનું 'સામાયિક સૂત્ર' ગુજરાતીમાં પ્રકાશિત થયા પછી વાચક બંધુઓને તેઓશ્રીના તત્ત્વચિંતન, મનન આદિનો સારો પરિચય થયેલો જ છે.

પ્રચલિત રૂઢિ અનુસાર બાર વ્રતના પાઠો ગુજરાતી તેમજ અર્ધમાગધી એમ સંમિશ્રિત ભાષામા બોલાય છે, પરંતુ પ્રાકૃત ભાષામાં અધિક ગભીરતા અને ઉચ્ચ ભાવના રહેલા છે, તે ઉપરાંત તેમા એકરૂપતા જળવાઇ રહે છે. તેથી બાર વ્રતના પાઠો આ પુસ્તકના બીજા વિભાગમા પ્રાકૃત ભાષામા આપ્યા છે, તે હુ ધારું છુ કે આવકારદાયક બનશે. પ્રતિક્રમણનો પ્રથમથી અભ્યાસ કરનાર આ પ્રાકૃત ભાષામાં જ શીખે તે ઇચ્છવા યોગ્ય છે

તદુપરાંત જેઓ પ્રચલિત રૂઢિ અનુસાર મિશ્રિત ભાષામા પ્રતિક્રમણ શીખેલા છે તેમની સગવડ માટે બાર વ્રતો પ્રચલિત રૂઢિ અનુસાર મિશ્રિત ભાષામા પણ આપવામા આવેલ છે

તે સિવાય પ્રતિક્રમણના દરેક પાઠનો શબ્દાર્થ અને ભાવાર્થ પણ આપવામા આવ્યો છે, જે અર્થનો પરિચય કરાવવામા ઉપયોગી થશે. પરતુ મૂળ વિધિમા તો પ્રાકૃત ભાષાને જ સ્થાન મળે એ ઇચ્છનીય છે

દરેક સાધના કાયવાસિત અને વાગવાસિત સુધી રહી ન જતા મનોવાસિત પણ બનવી જોઈએ તો જ તેનુ મહત્ત્વ છે. તેથી પ્રતિક્રમણ તેનો ભાવ સમજ્યા વિના યાદ રાખેલુ મોઢેથી બોલી જવુ કે બીજા પાસેથી સાભળી લેવુ અથવા ઉપયોગશૂન્ય અને વિચાર વિના

મને શ્રીયુત્ નગીનદાસભાઈ ગિરધરલાલ શેઠની મધુર પ્રેરણા પણ ભૂલી શકાય તેમ નથી.

આ ગ્રંથમાં જે કાંઈ ક્ષતિઓ રહેલી હોય તેનું ઉદાર ભાવે નિર્દેશન કરવાની વિદ્વજ્જનોને હું વિનતી કરું છું.

કેટલે ભવ્ય આત્માઓ કાળોકાળ 'આવશ્યક' કરતા રહે અને એ રીતે ઉત્તરોત્તર આત્મશુદ્ધિ કરીને અંતે સિદ્ધિને વરે એવી મંગળ કામના સાથે વિરમું છું.

મથુરાદાસ પન્નાલાલ બોર્ડિંગ<br>
ચાંદની ચોક દિલ્હી<br>
તા. ૧-૧૧-૧૯૫૧

**ભીખાલાલ ગીરધરલાલ શેઠ**

# આત્મ-નિવેદન

........ ... ........ .. સામાયિક સૂત્ર લખ્યા પછી સાધુવર્ગ તરફથી મને પ્રેરણા મળી કે સાધુ પ્રતિક્રમણ માટે પણ એવું કાંઈક મારે લખવું મેં થોડું લખ્યું પણ ખરું, અને આજ એ લખાણ જ્યારે વ્યાખ્યાન વાચસ્પતિ શ્રદ્ધેય શ્રી મદનમુનિજીએ જોયું ત્યારે તેઓશ્રી તેથી પ્રભાવિત બન્યા તેમની તરફથી આગ્રહ થયો કે આ લખાણ શીઘ્રાતિશીઘ્ર પૂરું કરવામાં આવે પરંતુ જૈનભિક્ષુની જીવનચર્યા ક્યાંય એક જગ્યાએ સ્થિરતા કરવાની હોતી નથી ચાતુર્માસમાં જ લખવાનું થોડું કાર્ય થઈ શકે અને સર્વ સ્થળે પ્રાચીન અને નૂતન પુસ્તક સામગ્રી પણ મળી શકતી નથી. પ્રામાણિક આધાર લીધા વિના કેવળ કલ્પના ઉપર વિશ્વાસ મૂકી કલમને દોડાવવી મને પસંદ નથી આ કારણથી શ્રમણ સૂત્રનું લેખન કાર્ય શીઘ્ર પ્રગતિ કરી શક્યું નહિ

આગ્રામાં થોડો સમય રોકાવાનું થયું ત્યારે તે કામ પૂર્ણ કરવાનો વિચાર કર્યો ત્યાં સાધનસામગ્રી પણ ઉપલબ્ધ હતી થોડા દિવસ કાર્ય બરાબર ચાલતું રહ્યું પરંતુ બે માસથી હું સતત અસ્વસ્થ રહ્યો. માથાના દુખાવાએ મને ખૂબ હેરાન કર્યો આ લીટીઓ પણ એ જ માથાના દુખાવાની સ્થિતિમાં હું લખી રહ્યો છું થોડા દિવસ લખવાનું બંધ રાખ્યું, કિંતુ તેથી કાંઈ વિશેષ લાભ થયો નહિ [illegible] સંઘનો અત્યાગ્રહ થવાથી ત્યાંના ચાતુર્માસ માટે મેં સ્વીકૃતિ આપી દીધી હવે પરિસ્થિતિ એ ઉપસ્થિત થઈ કે જેમ બને તેમ કાર્ય પૂર્ણ કરવું જ જોઈએ, અન્યથા અધૂરું છોડીને જ વિહાર કરવો પડે

આ સ્થિતિમાં માથાનો દુખાવો સતત ચાલુ હોવા છતાં લખવાનું ચાલુ કરવું પડ્યું આ બાજુ હું લખતો હતો, બીજી બાજુ છપાવાનું

કામ તીવ્ર ગતિથી ચાલતુ હતુ આવી વિકટ સ્થિતિને લઈને હું ઇચ્છતો હતો અથવા માન્ય સાથીઓએ મારી પાસેથી જેવી આશા રાખી હતી તેવુ તો હુ લખી શક્યો નથી પ્રારભમા જ મારી આ દુર્બળતા માટે ક્ષમા માગી લઉ છુ છતા પણ કાઈક લખી શક્યો છુ 'ના' કરતા 'હા' કાઈક સારી જ હોય છે તેથી મેં કાઈક લખી નાખ્યુ છે તે શુ છે, કેવુ તે અર્થનો વિચાર કરવો એ વાચકોનુ કામ છે. સભવિત છે કે બરાબર ન લખાયુ હોય, મૂળની ભાવના સ્પષ્ટ ન થઈ હોય, વિપર્યાસ પણ થયો હોય, તે સર્વ માટે મને આશા છે કે આત્મીયતાની પવિત્ર ભાવનાથી મને સૂચનાઓ મળતી રહેશે, અને હુ શુદ્ધ હૃદયથી તેના ઉપર વિચાર કરીશ અને ભૂલને ભૂલરૂપે જ માનીશ

હુ 'આવશ્યક-દિગ્દર્શન' સારી રીતે લખવા ઇચ્છતો હતો અને તે પ્રમાણે પ્રારભથી જ વિસ્તારપૂર્વક લખવા માટેની ભૂમિકા મેં તૈયાર કરી હતી પરતુ દુર્ભાગ્યવશ મારા સ્વાસ્થ્યે મને મદદ કરી નહિ, અને તેથી મારી ઇચ્છા વિરુદ્ધ મારે કાર્યને સક્ષિપ્ત કરવુ પડ્યુ 'આવશ્યક' ઉપર હુ વિસ્તારપૂર્વક લખવા ઇચ્છતો હતો, પરતુ તે ઇચ્છા પૂર્ણ ન થઈ છતા ભવિષ્ય માટે હુ હમેશા આશાવાદી જ રહ્યો છુ કદી અવસર મળ્યા તો આ વિષય ઉપર વધુ સુદર સામગ્રી લઈને આપની સામે ઉપસ્થિત થઈશ એટલા સમય માટે ચિંતન કરવા માટે વધુ અવકાશ મળશે તથી અધ્યયન પોતાની સ્થિતિને અધિક સુદૃઢ બનાવી શકશે

પ્રસ્તુત શ્રમણ સૂત્રના સપાદનમા મારુ શુ છે? યત્નથી ભેળુ કરી તેને વ્યવસ્થિત રૂપ આપવાનો શ્રમ માત્ર મારુ કાર્ય છે પ્રાચીન આગમ સાહિત્ય અને જૈનાચાર્યોનો વિચાર પ્રકાશ જ મારા માટે પથ પ્રદર્શક બને છે આચાર્ય ભદ્રબાહુ સ્વામી, આચાર્ય હરિભદ્ર અને આચાર્ય જિનદાસ આદિનુ તો મારી ઉપર ઘણુ જ ઋણ છે અને બીજી

ખાસ તુ જૈન જગતના મહાન્ દાર્શનિક પંડિત સુખલાલજીનુ પાંચ પ્રતિક્રમણ તથા સ્થાનકવાસી જૈન સમાજના સુપ્રસિદ્ધ જ્ઞાનાચારના સાધક સાહિત્યપ્રેમી શ્રી ભૈરોદાનજી શેઠિયા(બિકાનેર)નો બોલસંગ્રહ પણ સતત પથપ્રદર્શક રહેલ છે ઉક્ત ગ્રંથો અને ગ્રંથકારોનુ ઋણ મારી સ્મૃતિમા છે પ્રત્યક્ષ કે પરોક્ષ—કોઈ પણ રૂપે, કોઈની કોઈ પણ કૃતિથી, કોઈ પણ પ્રકારનો સહયોગ મને મળ્યો હોય તો હુ તે સર્વ મહાનુભાવોનો કૃતજ્ઞ છુ

આ તો ભૂમિકા છે વધુ લખવાથી શુ લાભ? છતા હુ મારા થોડા સ્નેહી સહયોગીઓને સ્મૃતિમા લાવવા ઇચ્છુ શ્રદ્ધેય જૈનાચાર્ય ગુરુદેવ પૂ શ્રી પૃથ્વીચદ્રજી મહારાજનો આશીર્વાદ, વ્યાખ્યાન વાચસ્પતિ શ્રદ્ધેય શ્રી મદનમુનિજી અને યોગનિષ્ઠ શ્રી રામજી લાલજી મહારાજની ઉત્સાહપૂર્ણ પ્રેરણા, વિલબ ન કરવા માટે શ્રી ભગવત મુનિજીનુ સૂચન, મારા ચિર સ્નેહી ગુરુભ્રાતા શ્રી અમોલકચદ્રજીના પદેપદે સહયોગ અને સલાહ, મારા પ્રિય શિષ્ય-યુગલ શ્રી વિજયમુનિ અને સુરેશમુનિજીનો સહકાર—આ સર્વે પ્રસ્તુત વિશાળ લેખનકાર્યની પૂર્તિ સુધી મને લઈ ગયેલ છે.

અને 'જૈન સિદ્ધાંત સભા'ના સસ્થાપક શ્રી નગીનદાસ ગિરધરલાલ શેઠ, મુબઈ તથા શ્રી દયાલચદ્રજી ચોરડિયા, રોશન મુહલ્લા, આગ્રા તરફથી મળેલી સાહિત્ય સામગ્રી આદિનો સહયોગ પણ પ્રસ્તુત કાર્ય સાથે સ્મૃતિમા રહેશે સન્મતિ જ્ઞાનપીઠના સચાલક શેઠ રતનલાલજીની સેવા તો મારી અગત વાત છે, તેને તો ભૂલી પણ કેમ શકાય? પ્રિય આત્મબધુઓ! આપ સર્વેનો સહયોગ ભવિષ્યમા પણ યથાવસર મળતો રહે એ મગળ કામના

આગ્રા<br>ચૈત્રી પૂર્ણિમા, સ ૨૦૦૭

અમર મુનિ

શ્રી

સામાયિક

# પ્રતિક્રમણ સૂત્ર

ભાગ ૧ લો

## આવશ્યક દિગ્દર્શન




शिखरिणी छन्द

महामोहातङ्कप्रशमनपराकस्मिकभिषग्
निरापेक्षो बन्धुर्विदितमहिमा मङ्गलकरः ।
शरण्य साधूना भवभयभृतामुत्तमगुणो
महावीरस्वामी नयनपथगामी भवतु मे ॥

શિખરિણી વૃત્ત

મહામોહેરોગે સુખકર સમા વૈદ્ય જગના,
વિનાપેક્ષા બંધુ અશરણ ભયાકુળ જનના;
ખરું સાધુનુ છે ભવશરણ જે ઉત્તમ ગુણે,
મહાવીરસ્વામી અચળ સુખદાતા પ્રતિપળે

—મહામોહરૂપી રોગની શાન્તિ કરવામા તત્પર, કોઈ સદ્ભાગ્યે અકસ્માત પ્રાપ્ત થયેલ નિપુણ વૈદ્ય, અપેક્ષા રહિત બધુ સરખા, પ્રસિદ્ધ મહિમાવાળા, મગળકારી, ભંસારથી ભય પામેલા સાધુઓને શરણ આપનારા અને ઉત્તમ ગુણોવાળા ભગવાન્ મહાવીરસ્વામી મારા માર્ગદર્શક થાઓ.

૧

# માનવ-જીવનનું મહત્ત્વ

જ્યારે આપણે આ વિશ્વ ઉપર દષ્ટિ કરીએ છીએ ત્યારે આપણને આપણી ચારે બાજુએ એક વિગટ સંસાર ફેલાયલો દેખાય છે. તેમાં—

—મોટાં મોટાં નગરો વસેલાં છે અને તેમા જીવનસંઘર્ષનું એક જબરું તોફાન અહર્નિશ ચાલી રહ્યું છે.

—દૂરદૂર સુધી વિશાળ જંગલો અને મેદાનો આવેલાં છે તેમાં હજારો, લાખો વનચર પશુ-પક્ષીઓ પોતાનાં ક્ષુદ્ર જીવનની મોહમાયામા ગૂંચવાયલાં છે,

—ઊંચાઊંચા પહાડો અને પર્વતો છે,

—નદીઓ અને નાળાઓ છે,

—સમુદ્રો અને મહાસાગરો છે,

—અને તે સર્વમાં સર્વત્ર અસંખ્ય જીવજંતુઓ પોતાની જીવન-યાત્રાની દોડ લગાવી રહ્યાં છે,

—ઉપર આકાશ તરફ દષ્ટિ કરીએ છીએ તો ત્યાં સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર અને તારાઓનો એક ચમકતો સંસાર અવિરામ ગતિથી ઉદય-અસ્તની પરિક્રમા લગાવી રહ્યો છે.

આપણે આપણા ચક્ષુ દ્વારા જોઈએ છીએ કે કર્ણ દ્વારા સાભ ળીએ છીએ એટલો જ આ સંસાર નથી આપણી ઇંદ્રિયોનું જ્ઞાન સીમિત છે, અત્યત સીમિત છે તે વધારેમા વધારે કેટલુ જાણી શકે? જ્યારે આપણે શાસ્ત્રના પૃષ્ઠ ખોલીએ છીએ ત્યારે આ વિશ્વના વર્ણનથી આશ્ચર્યમુગ્ધ બની જઈએ છીએ અસંખ્ય દ્વીપ, સમુદ્ર, અસંખ્ય નારકી અને અસંખ્ય દેવ-દેવીઓનો સંસાર શુ આપણે દૃષ્ટિગોચર થાય છે? તેનું જ્ઞાન તો શાસ્ત્ર દ્વારા જ આપણે થાય છે અહો! કેટલી મહાન છે આ દુનિયા!

આપણા કોટિ કોટિ વદનીય દેવાધિદેવ ભગવાન મહાવીર સ્વામીએ વિશ્વની વિરાટતાનું કેટલુ સુંદર ચિત્ર ઉપસ્થિત કરેલ છે! જરા શાસ્ત્રમા દૃષ્ટિ કરીએ –

ગૌતમ સ્વામી વદન કરી ભગવાન્ મહાવીર સ્વામીને પૂછે છે કે 'હે પૂજ્ય' આ લોક કેટલો વિશાળ છે?'

ભગવાન મહાવીર ઉત્તર આપે છે 'હે ગૌતમ ' અસખ્યાત ક્રોડા ક્રોડી યોજન પૂર્વ દિશામા, અસંખ્યાત ક્રોડા ક્રોડી યોજન પશ્ચિમ દિશામા, તે જ પ્રમાણે અસખ્યાત ક્રોડા ક્રોડી યોજન દક્ષિણ ઉત્તર ઊર્ધ્વ અને અધો દિશામા લોકનો વિસ્તાર છે'

—ભગવતી સૂત્ર ૧૨ ૭ ૪ ૧૭

ગૌતમ સ્વામી વદન કરી પ્રશ્ન કરે છે હે પૂજ્ય' આ લોક કેટલો મોટા છે?

ભગવાન મહાવીર સમાધાન કરે છે 'હે ગૌતમ લોકની વિશાળતા સમજવા માટે કલ્પના કરો કે એક લાખ યોજન ઊંચા મેરુ પર્વતના શિખર ઉપર ૭ મહાન શક્તિશાળી ઋદ્ધિમપન્ન દેવો બેઠેલા છે, અને નીચે ભૂતળ ઉપર ચાર દિશાકુમારીકાઓ પોતપોતાના હાથોમા બલિ

પિંડ લઈ ચાર દિશાઓમાં ઉભેલી છે, તે પ્રત્યેકની પીઠ મેરુ પર્વત તરફ છે, અને મુખ દિશાઓ તરફ છે.

ઉક્ત ચારે ય દિશાકુમારિકાઓ પોતપોતાના બલિપિંડને પોતપોતાની દિશામાં એક સાથે જ ફેંકે છે, અને પેલી તરફ મેરશિખરસ્થ ૭ દેવતાઓમાંનો એક દેવતા તત્કાળ શીઘ્ર ગતિથી દોડીને બલિપિંડો ભૂમિ ઉપર પડે તે પહેલાં જ પકડી લે છે. આવી શીઘ્ર ગતિવાળા એ છયે દેવતાઓ છે.

ઉપરોક્ત શીઘ્ર ગતિવાળા છયે દેવતાઓ એક દિવસ લોકનો અંત માલૂમ કરવા એક પૂર્વ તરફ તો બીજો પશ્ચિમ તરફ એમ છયે દિશાઓમાં ક્રમશઃ ચાલવાનું શરૂ કરે છે. પોતાની પૂરી ગતિથી એક ક્ષણનો પણ વિશ્રામ કર્યા વિના રાતદિન તે દેવો સતત ચાલતા રહે છે —ચાલતા રહે છે નહિ, પરતુ ઊડતા રહે છે.

જે સમયે દેવતા મેરુ-શિખરથી ઊડચો હતો તે ક્ષણે કલ્પના કરો કે કોઇ ગૃહસ્થને ત્યા એક હજાર વર્ષની આયુષ્યવાળો એક પુત્ર જનમ્યો. થોડા સમય બાદ તેનાં માતાપિતા પરલોકવાસી બન્યાં. પુત્ર મોટો થયો અને તેનું લગ્ન થયુ વૃદ્ધાવસ્થામાં તેને પણ પુત્ર થયો અને વૃદ્ધે હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી દેહ છોડી દીધો

ગૌતમ સ્વામીએ વચ્ચમાં જ તર્ક કર્યો: 'ભતે' એ દેવતા, જે યથાકથિત શીઘ્ર ગતિથી લોકનો અંત લેવા માટે નિરતર દોડી રહ્યો છે, તે શું હજાર વર્ષમાં લોકના અંત સુધી પહોચી ગયો?'

ભગવાન મહાવીરે વસ્તુસ્થિતિની ગંભીરતા ઉપર વજન આપી કહ્યું: 'ગૌતમ! હજુ તે ક્યાં પહોંચ્યો છે? તેની પછી તો તેનો પુત્ર,

ત્યાર બાદ તેનો પુત્ર, ત્યાર બાદ તેનો પણ પુત્ર, તે પ્રમાણે એક પછી એક એમ એક હજાર વર્ષના આયુષ્યવાળી સાત પેઢી વીતી જાય, એટલું જ નહિ, તેમના નામ ગોત્ર પણ વિસ્મૃતિના ગર્ભમાં વિલીન થઇ જાય ત્યાં સુધી તે દેવતા ચાલતો રહે તો પણ લોકનો અંત પ્રાપ્ત કરી શકતો નથી. આટલો મહાન અને વિરાટ છે આ સંસાર!

—ભગવતી ૧૧,૨૦, સૂત્ર ૪૨૧

જૈન સાહિત્યમાં વિશ્વની વિરાટતા માટે ચૌદ રાજુની પણ એક માન્યતા છે. મૂળ ચૌદ રાજુ અને વર્ગકલ્પ ના અનુમાને નગુણોથી થોડો અધિક રાજુનો આ સંસાર માનવામાં આવે છે. એક વ્યાખ્યાકાર રાજુનું પરિમાણ બતાવતા કહે છે કે કોટિ મણ લોહનો ગોળો ઊંચા આકાશથી ફેંકવામાં આવે અને તે દિન રાત અવિરામ ગતિથી નીચે ઊતરતો જાય અને ૭ માસમાં તે જેટલો માર્ગ કાપે તે એક રાજુની વિશાળતાનું પરિમાણ છે.

વિશ્વની આવી વિરાટતાનું કથન કદાચિત્ વાચકની કલ્પના શક્તિને ન સ્પર્શી શકે અને તે એટલું ચિંતવી સંતોષ માને કે "આ તો જૂની ગાથા છે, કિંવદન્તી છે. તેની પાછળ વૈજ્ઞાનિક વિચાર-ધારાનો કોઈ આધાર નથી" કારણ આધુનિક યુગ, વિજ્ઞાનનું પ્રતિનિધિત્વ ધરાવે છે તેથી આવો વિચાર આવવો સંભવિત છે.

એવા વિચારક માટે વિજ્ઞાનની પોથીઓનાં થોડાં પૃષ્ઠ જરા ઉથલાવવા પડશે. સુપ્રસિદ્ધ ભારતીય વૈજ્ઞાનિક ડૉ. ગોરખનાથનો સૌર પરિવાર નામનો ભૂગોળ ગ્રંથ જરા તપાસો. તેના પાંચમા અધ્યાયમાં સૂર્યના અંતર સંબંધી જે જ્ઞાનવર્ધક અને મનોરંજક વર્ણન આપ્યું છે તે આ પ્રમાણે છે —

—"માલૂમ પડે છે કે સૂર્ય આપણાથી લગભગ સવા નવ ક્રોડ માઈલ દૂર છે સવા નવ કરોડ! અંકગણિત પણ કેટલું વિચિત્ર છે કે આટલી મોટી સખ્યાને કેવળ આઠ અંકોમા જ લખી નાખે છે અને તેથી આપણી કલ્પનાશક્તિને ભ્રમમા નાખી દે છે. [અંક-ગણિતનો આટલો વિકાસ થયો ન હતે તો એક, બે, ત્રણ, ચાર આદિ રૂપે ગણીને આ તથ્યને સમજી શકાતે પરતુ વિચાર કરો કે સવા નવ ક્રોડ સુધી ગણવામા કેટલો સમય લાગે?—લેખક] જો ઘણી શીઘ્રતાથી ગણવામા આવે તો કદાચ એક મિનિટમા ૨૦૦ સુધી ગણી શકાય. હવે આ ગતિથી એક ક્ષણનો પણ વિલબ કર્યા વિના કે ભોજનના દિમા સમય વ્યતીત કર્યા વિના નિરતર ગણવામા આવે તો સવા નવ ક્રોડ સુધી ગણવાને માટે ૧૧ મહિના જોઇએ

હવે ડાક્તર ગોરખનાથે દર્શાવેલ સૂર્યના અતરનો વિચાર કરીએ. તેઓ કહે છે કે કલ્પના કરો કે આપણે રેલ્વેમા મુસાફરી કરી સૂર્ય સુધી પહોચવાનું છે અને રેલ્વે ગાડી એક કલાકે ૬૦ માઇલની ઝડપથી ચાલે છે. તો આપણને સૂર્ય સુધી પહોચતા ૧૭૫ વર્ષથી અલ્પ સમય લાગશે નહિ એક માઇલની દોઢ પાઈના ભાડાના હિસાબે ત્રીજા વર્ગનુ આવવા જવાનુ ખર્ચ સવા સાત લાખ રૂપીઆ થશે ધ્વનિની ગતિ હવામા એક સેકન્ડે ૧૧૦૦ ફૂટની છે જો તે શૂન્યમા(in Vacuum) પણ તે જ ગતિથી ચાલતો રહે તો સૂર્ય ઉપર થયેલ ઘોર શબ્દ પૃથ્વી ઉપર ચૌદ વર્ષ બાદ સાભળી શકાય.

—સૌર પરિવાર, અધ્યાય ૫

કેવળ સૂર્યના સંબધની જ આ વાત નથી વૈજ્ઞાનિક અન્ય કેટલાય દિવ્ય લોકનો સ્વીકાર કરે છે, અને તે સર્વના અતરની કલ્પના મનુષ્યને આશ્ચર્યમુગ્ધ બનાવી દે છે વૈજ્ઞાનિક પ્રકાશની ગતિ દર

સેકન્ડે ૧૮૬૦૦૦ માઈલની માને છે. વૈજ્ઞાનિકોનો કોઈ દિવ્ય લોક એટલા અંતરે છે કે ત્યાંથી પ્રકાશ જેવા શીઘ્ર-ગામી દૂતને પણ પૃથ્વી ઉપર ઊતરવામાં હજારો વર્ષ લાગી જાય છે. હવે હું આ સંબંધી વધુ કાંઇ કહીશ નહિ. જે સંબધમાં મારે કહેવાનું છે તેની સારી રીતે ભૂમિકા તૈયાર થઈ ગઈ છે. આના મહાન વિશ્વમાં હવે આપણે મનુષ્ય-ની શોધ કરીએ.

આ વિરાટ સંસાર, જીવોથી પરિપૂર્ણ વ્યાપ્ત છે, ઠસોઠસ ભરેલો છે. જ્યા દૃષ્ટિ નાખીએ ત્યા જીવ જ દૃષ્ટિગોચર થાય છે. ભૂમંડળ ઉપર કીડી મકોડા, વીંછી-સાપ, ઘોડા-ગધેડાં આદિ વિભિન્ન આકૃતિ અને રંગરૂપોમા કેટલા કોટિ પ્રાણીઓ જન્મ-મરણ કર્યા કરે છે ! સમુદ્રમાં મચ્છ-કચ્છ, મગર આદિ કેટલા બધા જળચર જીવો પોતાની સંહારલીલામાં મગ્ન છે ! આકાશમા પણ કેટલા કોટિ રંગ-બેરંગી પક્ષીગણ ઊડે છે ! તે સિવાય અસંખ્ય સૂક્ષ્મ જીવો પણ છે જે વૈજ્ઞાનિક ભાષામા કીટાણુના નામથી ઓળખાય છે, જેને આપણી સ્થૂળ આંખ સ્વતંત્ર રૂપે જોઈ શકતી નથી.

પૃથ્વી, જળ, અગ્નિ અને વાયુમાં અસંખ્ય જીવોનો એક વિરાટ સંસાર સુપ્તાવસ્થામાં પડેલો છે. પાણીનું એક નાનું બિંદુ અસંખ્ય જળકાય જીવોનું વિશ્રામસ્થાન છે. પૃથ્વીનો એક નાનકડો રજકણ અસંખ્ય પૃથ્વી કાયિક જીવોનો પિંડ છે. અગ્નિ અને વાયુનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ કણ પણ અસંખ્ય જીવરાશિથી સમાવિષ્ટ છે.

વનસ્પતિ કાય માટે તો કહેવું જ શું ! ત્યાં તો લીલ-ફૂલ આદિ નિગોદમાં અનંત જીવોનો સંસાર મનુષ્ય એક શ્વાસ લે તેટલા ક્ષુદ્ર-કાળમા ૧૭થી કાંઈક અધિક વાર જન્મ, જરા અને મૃત્યુના ખેલ

ખેલે છે. આ અનંત જીવો એક જ શરીરમાં રહે છે, પરિણામે તેમના આહાર અને શ્વાસોચ્છ્‌વાસની ક્રિયા પણ એક સાથે જ થાય છે. હા! હન્ત! કેટલી દયાપાત્ર છે એ જીવનની વિડંબના!

ભગવાન મહાવીરે આ વિરાટ જીવરાશિને લક્ષ્યમાં રાખીને પોતાના પાવાપુરીના પ્રવચનમાં કહ્યું છે કે સૂક્ષ્મ અને સ્થાવર જીવોથી આ અસંખ્ય યોજનનો વિરાટ સંસાર કાજળની કુપ્પીની પેઠે ઠસોઠસ ભરેલો છે, ક્યાંય અણુમાત્ર પણ એવું સ્થાન નથી, જ્યાં કોઈ સૂક્ષ્મ જીવ ન હોય સંપૂર્ણ લોકાકાશ સૂક્ષ્મ જીવોથી પરિવ્યાપ્ત છે.–'सुहुमा सव्वलोगम्मि।'—ઉત્તરાધ્યયન સૂત્ર, અ. ૩૬

આવા મહાકાય વિરાટ સંસારમા મનુષ્યનુ સ્થાન કેવું છે તે પ્રશ્ન સહેજે ઉપસ્થિત થાય છે. અનતાનંત જીવોના સંસારમાં મનુષ્યની એક નાના ક્ષેત્રમાં એક નાની સંખ્યામાં ગણત્રી થાય છે. જ્યાં અન્ય જાતિના જીવો અસંખ્ય અને અનંતની સંખ્યામાં છે ત્યા આ માનવ-જાતિ અત્યંત અલ્પ અને સીમિત છે. જૈન શાસ્ત્રકાર માતાના ગર્ભથી જન્મ લેનાર માનવજાતિની સંખ્યાને થોડાક અંકો સુધી જ સીમિત દર્શાવે છે.

એક કવિ અને દાર્શનિકની ભાષામાં કહીએ તો વિશ્વની અનંતાનત જીવરાશિની સમક્ષ મનુષ્યની અલ્પ સંખ્યા વિશ્વનાં નદીનાળાં અને સમુદ્રની સમક્ષ પાણીનો એક ફુવારો હોય તેવી છે, અથવા સંસારના સમસ્ત પહાડો અને ભૂપિંડની સમક્ષ એક નાનો પથ્થરનો કણ હોય તેવી છે.

આ સંસારમાં જ દૂરદૂર સુધીના મેદાનોમાં જાતિ, દેશ વા ધર્મના નામે માનવજાતિના કરેલા કલ્પિત ભાગલાઓમાં સંઘર્ષ ચાલી રહ્યો

છે કે "હાય! અમે અલ્પ સખ્યક છીએ, અમારી શી દશા થશે' બહુ સખ્યક અમને જીવિત રહેવા દેશે નહિ!" પરતુ એ મનુષ્યો જરા પણ ચિંતવતા નથી કે વિશ્વની અસંખ્ય જીવ-જાતિઓની સમક્ષ જો કોઈ વાસ્તવમા અલ્પ સંખ્યક જીવજાતિ હોય તો તે માનવજાતિ છે

ચૌદ રાજલોકના મહાન વિશ્વમા મનુષ્યો કેવળ અઢી દ્વીપ જેટલા ક્ષુદ્ર અને સીમિત ક્ષેત્રમા આવેના છે' શુ સમુચ્ચય માનવજાતિ મળીને પોતાની અલ્પ સખ્યા ઉપર કદી વિચાર કરશે?

સસારમા અનતકાળથી પરિભ્રમણ કરતા આત્માઓ જ્યારે ક્રમિક વિકાસનો માર્ગ અપનાવે છે ત્યારે અનત પુણ્યકર્મનો ઉદય થતા તે નિગોદથી નીકળી પ્રત્યેક વનસ્પતિ, પૃથ્વી, જળ, આદિની યોનિઓમા જન્મ લે છે અને જ્યારે ત્યા પણ અનત શુભ કર્મનો ઉદય થાય છે ત્યારે દ્વીન્દ્રિય(અળસિયા, કરમિયા, ચરમિયા, પોરા આદિ)ની યોનિઓમા જન્મ લે છે અને અહીં પણ અનત શુભ કર્મનો ઉદય થાય છે તો ત્રીન્દ્રિય (જૂ, માકડ, કથવા, ધનેડા, કીડી, મકોડા આદિ), ચતુરિંદ્રિય (માખી, મચ્છર આદિ), પંચેન્દ્રિય-નારકી, તિર્યંચ આદિની વિભિન્ન યોનિઓને પાર કરી ક્રમશ વિકાસ પામતો આત્મા અનત પુણ્યયોગના પ્રભાવથી મનુષ્ય જન્મ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બને છે

ભગવાન મહાવીર કહે છે કે "જ્યારે અશુભ કર્મોનો ભાર દૂર થાય છે, આત્મા શુદ્ધ, પવિત્ર અને નિર્મળ બને છે ત્યારે તે મનુષ્યની સર્વશ્રેષ્ઠ ગતિને પ્રાપ્ત કરે છે"

कम्माण तु पहाणाए
आणुपुव्वी कयाइ उ।

जीवा सोहिमणुप्पत्ता
आययंति मणुस्सयं ॥

—उत्तराध्ययन ३/७

વિશ્વમાં સૌથી અલ્પ મનુષ્યો જ છે, તેથી તે સર્વથી દુર્લભ પણ છે, મહાર્ઘ પણ છે. વ્યાપાર-ક્ષેત્રમાં સર્વસાધારણ સિદ્ધાંત છે કે જે વસ્તુ સર્વથી અલ્પ તેની માગણી અધિક, અને મૂલ્ય પણ અધિક. મનુષ્ય અલ્પ તો છે જ, પરંતુ કેવળ અલ્પતાના કારણે જ નહિ, પરતુ ગુણોને કારણે શ્રેષ્ઠ પણ છે.

ભગવાન મહાવીરે ગૌતમ સ્વામીને ઉપદેશ આપતાં કહ્યું છે કે "સંસારી જીવોને ચિરકાળ સુધી અન્ય અનેક યોનિઓમાં પરિભ્રમણ કર્યાં બાદ અત્યંત મુશ્કેલીથી મનુષ્યજન્મ પ્રાપ્ત થાય છે, સહેલાઈથી નહિ. દુષ્કર્મનું ફળ ઘણુ જ ભયંકર હોય છે, તેથી હે ગૌતમ! ક્ષણમાત્રનો પણ પ્રમાદ ન કર."

दुल्लहे खलु माणुसे भवे,
चिर कालेण वि सव्वपाणिणं।
गाढा य विवाग कम्मुणो,
समयं गोयम! मा पमायए॥

—ઉત્તરાધ્યયન ૧૦/૪

જૈન સંસ્કૃતિમાં માનવજન્મને અતિ દુર્લભ અને મહાન માન્યો છે. માનવજન્મ મેળવવો કેટલો દુર્લભ છે તે દર્શાવવા જૈન સંસ્કૃતિના વ્યાખ્યાતાઓએ દશ દષ્ટાંતોનું નિરૂપણ કર્યું છે. સર્વ દષ્ટાંતો અત્રે કહેવાં ઉચિત નથી. વસ્તુસ્થિતિની સ્પષ્ટતા માટે થોડાં દષ્ટાંતો અત્રે આપવામાં આવે છે, જેથી માનવજીવનનું મહત્ત્વ સમજી શકાશે.

## ૧

કલ્પના કરો કે ભારતવર્ષમા નાના મોટા જેટના ધાન્ય છે તે સર્વને કોઈ દેવતા કોઈ સ્થાન ઉપર ભેગા કરી પહાડ જેવડો ઊંચો ગગનચુબી ઢગલો કરે, અને તે ઢગલામા એક શેર સરસવના દાણા એવી રીતે ભેળવી દે કે તે સર્વે છૂટા પડી અન્ય ધાન્ય સાથે ભળી જાય

ત્યાર બાદ સો વર્ષની એક વૃદ્ધ સ્ત્રી, જેના હાથ કાપતા હોય, ગર્દન કાપતી હોય, અને ચક્ષુગત પણ તદ્દન ક્ષીણ થઇ ગયુ હોય તેને એક સૂપડુ આપી કહેવામા આવે કે તે ધાન્યના ગંજી ઢગલામાથી એક શેર સરસવ પૃથક્ કરો, તો શુ તે વૃદ્ધ સ્ત્રી સરસવનો એકેક દાણો વીણી પુન એક શેર સરસવ જુદા કરી શકશે?

આપણને આ વાત અસંભવિત લાગે છે, ખરુને? એ તો દેવ શક્તિ દ્વારા સંભવિત પણ બની શકે, કિંતુ એક વખત મનુષ્ય જન્મ પ્રાપ્ત કરી વ્યર્થ ગુમાવ્યા બાદ પુન તેને પ્રાપ્ત કરવો સહજ નથી

## ૨

કલ્પના કરો કે એક મોટુ જળાશય છે, જે હજારો વર્ષથી શેવાળના જાડા થરથી આચ્છાદિત રહે છે તેમા એક કાચબો જ્યારથી જન્મ્યો ત્યારથી શેવાળ નીચે અંધકારમા જીવન ગુજારે છે જળાશય સિવાય અન્ય કોઇ દુનિયા છે કે નહિ તેનું તો જ્ઞાન પણ નથી

એક દિવસ ભયકર વાવાઝોડુ થયુ અને તે શેવાળમા છિદ્ર પડ્યું દૈવયોગે તે કાચબો તે છિદ્ર નીચે જ લાગી ગરદન કરી પડેલો હતો તેણે સદ્ભાગ્યે જોયુ કે ઉપર આકાશ ચન્દ્ર, નક્ષત્ર અને

અનેક કોટિ તારાઓથી પ્રકાશી રહ્યું હતું. કાચબો અત્યંત આનંદમાં આવી ગયો. તેણે જીવનમાં આવું દશ્ય પ્રથમ જ જોયું હતું.

તે એકદમ પોતાના સાથીઓ પાસે દોડી ગયો અને કહ્યું : 'આવો, તમને એક નવીન દુનિયાનું સુંદર દશ્ય બતાવું' સર્વે સાથીઓ દોડી આવ્યા, પરંતુ એટલામા તે છિદ્ર બધ થઈ ગયું હતું, અને શેવાળનું અખંડ આવરણ પહેલાંની માફક છવાઈ ગયુ હતું તે કાચબો થોડો સમય આમતેમ ફરવા લાગ્યો પણ પુનઃ પ્રકાશ દેખાયો નહિ. તેના સાથીઓ તેની મજાક કરતા ચાલતા થયા.

શુ તે કાચબાને પુન· છિદ્ર મળી શકશે કે જેથી તે પોતાના સાથીઓને પ્રકાશમય દુનિયા બતાવી શકે? હા, તેમ બનવું સંભવિત છે, પરંતુ મનુષ્ય જન્મ વ્યર્થ ગુમાવી દીધા બાદ પુનઃ મળવો મુશ્કેલ છે.

૩

સ્વયંભૂરમણ સમુદ્ર સૌથી મોટો સમુદ્ર છે. તે અસંખ્યાત હજાર યોજન લાંબો-પહોળો છે. તેના પૂર્વ દિશાના કિનારા ઉપર પાણીમાં એક ધૂંસરી મૂકવામાં આવે અને પશ્ચિમ કિનારા તરફ એક ખીલી. શું પવનના વેગથી તે તરતી ધૂંસરીના છિદ્રમાં ખીલી સ્વયં પરોવાઇ જશે? સંભવ છે કે તે અઘટિત ઘટના ઘટિત બની જાય! પરંતુ એક વાર મનુષ્ય-જન્મ વ્યર્થ ગુમાવી દીધા બાદ પુનઃ પ્રાપ્ત થવો અત્યંત મુશ્કેલ છે.

૪

કલ્પના કરો કે કોઈ દેવ પથ્થરના સ્થંભને પીસીને ચૂર્ણ બનાવી દે અને તેને વાંસની નળીમાં ભરી મેરુ પર્વતની ટોચ ઉપરથી ફૂંક

મારી સર્વત્ર ફેલાવી દે. તે સ્થંભ પરમાણુ રૂપે બની વિશ્વમાં સર્વત્ર ફેલાઇ ગયા બાદ શું કોઈ દેવતા તે પરમાણુઓ ભેગા કરી પુનઃ સ્થંભ બનાવી શકે? આ અસંભવિત દેખાતી વાત સંભવિત બની જાય, પરંતુ મનુષ્ય-જન્મ વ્યર્થ ગુમાવ્યા બાદ પુનઃ મેળવવો અતીવ દુર્લભ છે, દુષ્પ્રાપ્ય છે.

—આવશ્યક નિર્યુક્તિ, ગાથા ૮૩૨

ઉપરનાં ઉદાહરણો જૈન સંસ્કૃતિમાં દર્શાવેલ માનવજીવનની દુર્લભતાનો દુંદુભિનાદ કરે છે. જૈન ધર્મ અનુસાર દેવ બનવું એટલું દુર્લભ નથી, જેટલું મનુષ્ય બનવું દુર્લભ છે. જૈન આગમોમાં કોઇ પણ મનુષ્યને સંબોધન કરતા 'દેવાણુપ્પિય' શબ્દનો ઉપયોગ કર્યો છે. સ્વયં ભગવાન મહાવીરે પણ તેમની પાસે આવનાર મનુષ્યોને એ જ શબ્દથી સંબોધ્યા છે. 'દેવાણુપ્પિય'નો અર્થ 'દેવાનુપ્રિય' અર્થાત્ 'દેવતાઓના વલ્લભ' એવો થાય છે.

અહો ! મનુષ્યની શ્રેષ્ઠતા કેટલી ઊંચી ભૂમિકા સુધી પહોંચી છે! પરંતુ હા ! હત ! મનુષ્ય પોતાની આ શ્રેષ્ઠતા ભૂલી ગયેલ છે. 'દેવાણુપ્પિય' શબ્દનું શું તાત્પર્ય છે? એ જ કે 'હે મનુષ્ય! તું દેવતાઓથી ઉચ્ચ છે, મહાન છે! દેવતા પણ તારી સાથે પ્રેમ કરે છે! તેઓ પણ મનુષ્ય બનવાને માટે આતુર રહે છે!' કેટલી વિરાટ આ પ્રેરણા છે—મનુષ્યના સુપ્ત આત્માને જાગ્રત કરવા માટે !

જૈન સંસ્કૃતિના અમર કવિ આચાર્ય અમિતગતિ કહે છે.—

नरेषु चक्री त्रिदशेषु वज्री,
मृगेषु सिंहः प्रशमो व्रतेषु ।

मतो महीभृत्सु सुवर्ण शैलो,
भवेषु मानुष्यभवः प्रधानम् ॥

—श्रावकाचार १-१२

'જે પ્રમાણે માનવલોકમાં ચક્રવર્તી, સ્વર્ગલોકમા ઇંદ્ર, પશુઓમાં સિંહ, વ્રતોમાં પ્રશમભાવ અને પર્વતોમાં સુવર્ણગિરિ મેરુ પ્રધાન છે, શ્રેષ્ઠ છે તે પ્રમાણે સંસારમાં સર્વ જન્મોમા મનુષ્ય જન્મ સર્વ શ્રેષ્ઠ છે.'

મહાભારતમાં વ્યાસ પણ કહે છે કેઃ—

गुह्यं ब्रह्म तदिदं ब्रवीमि,
नहि मानुषात्
श्रेष्ठतरं हि किंचित्।

—महाभारत

'આવો, હું તમને એક રહસ્યની વાત બતાવું. તે એ છે કે મનથી સારી રીતે દૃઢ નિશ્ચય કરી લો કે સંસારમાં મનુષ્યથી કોઇ શ્રેષ્ઠ નથી.'

વૈદિક ધર્મ ઇશ્વરને કર્તા માનનાર સંપ્રદાય છે. શુકદેવે એ ભાવ રાખીને મનુષ્યની શ્રેષ્ઠતાનું સુંદર વર્ણન કર્યું છે. તે કહે છેઃ 'ઇશ્વરે પોતાની આત્મશક્તિથી નાના પ્રકારની સૃષ્ટિ—વૃક્ષ, પશુ, પેટે ચાલનાર જીવ, પક્ષીઓ અને માછલીઓ બનાવી. પરંતુ તેથી તે સંતુષ્ટ ન થયા. અંતે મનુષ્ય બનાવ્યા અને તેને જોઇ આનંદમાં મગ્ન બની ગયા. ઇશ્વરે એ વાતથી સંતોષ માન્યો કે મારું અને મારી સૃષ્ટિનું રહસ્ય સમજવા માટે હવે મનુષ્ય તૈયાર થઈ ગયા.'

—ભાગવત

મહાભારતમા એક સ્થળે ઇંદ્ર કહે છે કે 'ભાગ્યશાળી તે છે કે 'જે બે હાથવાળો મનુષ્ય છે મને બે હાથવાળા મનુષ્ય પ્રત્યે સ્પૃહા છે'

'पाणिमद्भ्य स्पृहाऽस्माकम्।'

એક મસ્તરામ ધૂન લગાવે છે કે દ્વિભુજ પરમેશ્વર' મનુષ્ય બે હાથવાળો ઈશ્વર છે

મહારાષ્ટ્રના મહાન સંત તુકારામ કહે છે કે—

स्वर्गी चे अमर इच्छिताती देवा,
मृत्युलोकीं व्हावा जन्म आम्हा।

સ્વર્ગના દેવતા કહે છે કે હે પ્રભુ! અમારે મૃત્યુલોકમા જન્મ ધારણ કરવાની ઇચ્છા છે, અર્થાત્ મનુષ્ય બનવાની ઇચ્છા છે

જૈન શાસ્ત્રકાર મનુષ્ય બનવાની સાધનાના માર્ગને ઘણો કઠોર અને દુર્ગમ માને છે ઔપપાતિક સૂત્રમા ભગવાન મહાવીરનું પ્રવચન છે કે જે આત્મા છળ કપટથી દૂર રહે છે, સ્વભાવથી સરળ હોય છે અહંકારથી શૂન્ય અને વિનયશીલ હોય છે, નાનામોટા સર્વનો યથોચિત આદર-સત્કાર કરે છે, અન્યની ઉન્નતિ જોઇ ઈર્ષ્યાભાવ રાખતો નથી પરંતુ હર્ષ અને આનંદની સ્વાભાવિક અનુભૂતિ કરે છે, જેની નસે નસમા દયાનો સંચાર છે, જે કોઈ પણ દુ ખી પ્રાણીને જોઇ દ્રવિત બની જાય છે અને તેની સહાયતા માટે તન, મન ધન સર્વે લૂટાવી દેવા તૈયાર બની જાય છે, તે મૃત્યુ પશ્ચાત્ મનુષ્યજન્મ પ્રાપ્ત કરવાનો અધિકારી બને છે

ઊંચા વિચાર અને ઊંચુ આચરણ જ માનવજીવનની પૃષ્ઠભૂમિ છે ઉપર જે દર્શાવવામા આવ્યુ છે તે અંતર્જીવનની પવિત્રતાનો ભાવ

દર્શાવ્યો છે. તેમાં કોઈ સાંપ્રદાયિક ક્રિયાકાંડનો ઉલ્લેખ પણ નથી. ભગવાન મહાવીરનો આશય કેવળ એટલો જ છે કે મનુષ્ય બનવા માટે સરળતા, વિનયશીલતા, અમાત્સર્ય અને દયાભાવની સુગંધ અંતર્જીવનમાં ભરવાની છે.

જે કોઈ પ્રાણી ભગવાન મહાવીરના આ પ્રવચનને અંતઃકરણમાં ઉતારી તે પ્રમાણે પોતાનુ જીવન બનાવશે તે અવશ્ય મનુષ્ય બની શકશે. પરંતુ આ કામ સહેલું નથી. તલવારની ધાર ઉપર ખુલ્લા પગે ચાલવા કરતાં માનવતાનો માર્ગ વિશેષાધિક દુર્ગમ છે. જીવના વિકારો સાથે લડવું અને તેના ઉપર વિજય પ્રાપ્ત કરવો તે કાંઇ સહેલું નથી! પોતાના મનને મારીને જ એવું કરી શકાય છે!

૨

# માનવ-જીવનનું ધ્યેય

અખિલ સમાજનું સર્વશ્રેષ્ઠ પ્રાણી એટલે મનુષ્ય! પરંતુ તમે કદી વિચાર કર્યો છે કે કઈ વાતની એ શ્રેષ્ઠતા છે? મનુષ્ય પાસે એવું કયું બળ છે કે જેથી મનુષ્ય સ્વયં પણ સર્વશ્રેષ્ઠતાનો દાવો કરે છે અને હજારો શાસ્ત્રો પણ તેનું અનુમોદન કરે છે?

શું મનુષ્ય પાસે શારીરિક શક્તિ ઘણી મોટી છે? નહિ, એ કોઈ મહત્ત્વની વસ્તુ નથી! સમાજના અન્ય પ્રાણીઓની શારીરિક શક્તિની સામે મનુષ્યની શક્તિ તુચ્છ છે. જંગલનાં વિશાળકાય હાથી અને અન્ય પશુઓ પાસે મનુષ્ય એક નાનું-લાચાર પ્રાણી લાગે છે વનનો રાજા સિંહ કેટલો ભયાનક છે?

તમે વનમાનુષનું વર્ણન સાંભળ્યું છે? તે માનવ-આકૃતિધારી પશુ છે. ઘણું બળવાન પ્રાણી છે. પૂર્વી કાંગોમાં એક મૃત વનમાનુષનું વજન કરવામાં આવ્યું તો તેનું વજન બે ટન=૪૪૮૦ રતલ થયું! આવા ભીમકાય પ્રાણી સામે મનુષ્યનું શું અસ્તિત્વ છે? અને એવાં ભયાનક પક્ષીઓ પણ આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવે છે.

મનુષ્યનું જીવન અત્યંત ક્ષુદ્ર દેખાય છે. તેનું બળ અન્ય પ્રાણીઓની દૃષ્ટિમાં પરિહાસને પાત્ર છે. એક ભયંકર રોગ લાગુ પડ્યો કે જીવનની સમાપ્તિ થાય છે. સાધારણ મેલેરિયા પણ મનુષ્યના મૃત્યુનો સંદેશો લઇ ફર્યા કરે છે.

એક પહેલવાન લેખક પાસે હમેશાં આવ્યા કરતો અને પોતાના વિજયની કથા સંભળાવી ચાલ્યો જતો. એ ત્રણ દિવસ તે આવ્યો નહિ. ત્યાર બાદ ફરીથી તેણે મોઢું દેખાડયું, પરંતુ ચાલતાંચાલતાં તેનું શરીર લથડતું હતું.

મેં પૂછ્યું: 'પહેલવાન સાહેબ ' શું થયું?' તેણે ઉત્તર આપ્યો, 'મહારાજ! મરતાં બચ્યો છુ. મેલેરિયાએ દમ કાઢી નાખ્યો!'

મેં કહ્યું: 'પહેલવાન સાહેબ! તમારા જેવા બળવાન પહેલવાનને એક નાનકડા મચ્છરે હરાવી દીધા? અને તે પણ આવી ખરાબ રીતે?' પહેલવાન હસીને ચૂપ થઇ ગયો.

આ અમર સત્ય છે મનુષ્યના બળનું! શું મનુષ્ય આવા બળ ઉપર પોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા ઇચ્છા રાખે છે?

ત્યારે શું મનુષ્ય રૂપથી પોતાની શ્રેષ્ઠતા દર્શાવે છે? રૂપ છે માટી ઉપર કરેલ ચમકદાર રંગ જેવું. તેને ધોવાઈ જતાં કે નષ્ટ થતાં કેટલી વાર લાગે? સંસારના અત્યંત સ્વરૂપવાન તરુણો અને તરુણીઓ પોતાનાં રૂપ અને સૌંદર્ય જેના ઉપર તેઓ ગર્વ કરતાં હતાં તે થોડા સમય જ બનાવી શકયાં. ફૂલ ખીલ્યું ન ખીલ્યું ત્યાં તો કરમાઈ જાય છે! મનુષ્યના શરીરમાં થોડો રોગ ઉત્પન્ન થયો કે રૂપ કુરૂપ અને સુંદર અંગ ભગ્ન અને જર્જર બની જાય છે!

સનત્કુમાર ચક્રવર્તીએ પોતાના અનોખા રૂપનો ગર્વ કર્યો ન કર્યો ત્યાં તો કોઢે તેમના શરીરને ઘેરી લીધું, અને કંચન જેવી કાયા કોહવા લાગી તેની દુર્ગંધ અસહ્ય બની

મથુરાની જનપદ કલ્યાણી વાસવદત્તા કેટલી રૂપ ગર્વિતા હતી રાત્રીના ઘોર અંધકારમાં પણ તેની કાયા દીપ શિખા માફક ઝગમગતી હતી પરંતુ બૌદ્ધ ઇતિહાસ કહે છે કે એક દિવસ તેને શીતળાના રોગનું આક્રમણ થયું! આખુ ય શરીર સડવા લાગ્યું, અંગેઅંગમાથી પરૂ નીકળવા લાગ્યું' જે રાજા તેના રૂપથી ખરીદેલો ગુલામ બની ગયો હતો, તેણે જ વાસવદત્તાને નગરની બહાર ગંદા કચરાના ઢગના ઉપર મરવા માટે ફેંકાવી દીધી' આ છે મનુષ્યના રૂપનો જીવતો જાગતો ઇતિહાસ

આ ચામડીનો સુંદર રંગ કે હાડકાંનું સુવ્યવસ્થિતપણું શું કોઈ મહત્ત્વ ધરાવે છે? ચામડીના પતના પરદા નીચે શું ભર્યું છે? તેનું સ્મરણ કરતા પણ ઘૃણા ઉત્પન્ન થાય છે' જે અંદર ભર્યું છે તે બહાર નીકળે તો ગીધ કાગ અને કુત્તા તેને ફોલી ખાય

અને આ મનુષ્યનું રૂપ બીજા પશુ પક્ષીઓની તુલનામાં શું મહત્ત્વનું છે? મયૂર કેટલો સુંદર છે! તેની ગરદન અને પાંખોનું સૌંદર્ય જુઓ! કોયલની વાણી સાંભળો' મનુષ્યની મધુર વાણીને તેની ઉપમા અપાય છે' મનુષ્યની ગતિને હંસની ગતિની અને નાકને પોપટના નાકની ઉપમા અપાય છે' કિં બહુના

પ્રત્યેક અંગનું સૌન્દર્ય ભિન્નભિન્ન પશુ પક્ષીઓના અવયવોની તુલના મેળવી કવિની વાણી ઉપર ચડે છે' તેનો અર્થ એ થયો કે

મનુષ્યનું રૂપ પશુપક્ષીઓનાં રૂપની તુલનામાં તુચ્છ છે, નગણ્ય છે. તેથી રૂપની દૃષ્ટિથી મનુષ્યની મહત્તા કે શ્રેષ્ઠતાનું કાંઈ મૂલ્ય નથી.

હવે રહી પરિવારની મહત્તા. શું મનુષ્યને દશ બાર પુત્ર, પૌત્ર અને વિશાળ કુટુંબ હોવાથી તેનામાં મહાનતા આવી જશે? રાવણનો કેટલો મોટો પરિવાર હતો! અંતે તે શું કામ આવ્યો? છપ્પન ક્રોડ યાદવો જેઓ એક દિવસ ભારતના ક્રોડો મનુષ્યોના ભાગ્ય-વિધાતા બનેલા હતા તે સર્વે અંતે ક્યાં વિલીન થઈ ગયા? શ્રી કૃષ્ણને યાદવ-જાતિથી શું સુખ મળ્યું?

મથુરાના રાજા ઉગ્રસેનને ત્યાં કંસનો જન્મ થયો. ઘણો ભાગ્યશાળી એ પુત્ર હતો કે તે ભારતના પ્રતિ-વાસુદેવ જરાસંઘનો પ્રિય જમાઈ બન્યો! પરંતુ તેથી ઉગ્રસેનને શું લાભ થયો? તેને તો કેદખાનું મળ્યું અને મળ્યો પ્રતિદિન ૫૦૦ ફટકાનો માર'

અને જેના વૈભવના વર્ણનથી ઔપપાતિક સૂત્રની પ્રસ્તાવના ભરી પડેલી છે તે રાજા શ્રેણિકને પણ કોણિક (અપર નામ અજાતશત્રુ) પુત્ર રૂપે મળ્યો હતો. પરંતુ પુત્ર કે પરિવારથી કેવો આનંદ મળે છે તે તો મહારાજા શ્રેણિકને પૂછ્યું હોય તો જાણી શકાય.

મહારાજા શ્રેણિકને લાકડાના પિંજરામાં કેદી બની પશુની માફક જીવન વ્યતિત કરવું પડ્યું તે પણ પોતાના પુત્ર કોણિકને આભારી હતું! સમય ઉપર ન તો ભોજન મળતું કે ન પાણી! અને અંતમાં વિષનો પ્રયોગ કરી મૃત્યુનું સ્વાગત કર્યું' શું આ જ છે પુત્રો અને પૌત્રોની ગૌરવશાળી પરંપરા? શું એ મનુષ્ય માટે અભિમાનની વસ્તુ છે?

મનુષ્યને પુત્ર-પૌત્રાદિનો એક મોટો પરિવાર મળી જાય છે તેથી તેના મહત્ત્વમાં કેવી રીતે વૃદ્ધિ થઇ તે સમજાતું નથી.

સમ્રાટ વિક્રમાદિત્યે આચાર્ય સિદ્ધસેન દિવાકરને પૂછ્યુ કે આપ તથા જૈન ભિક્ષુઓ આપને નમસ્કાર કરનાર ભક્તોને ધર્મવૃદ્ધિ થવાનું પ્રતિવચન આપો છો, તો અન્ય સાધુની માફક પુત્રાદિની પ્રાપ્તિના આશીર્વાદ કેમ આપતા નથી?

આચાર્યે ઉત્તર આપ્યો કે રાજન! માનવજીવનના ઉત્થાન માટે કેવળ ધર્મને જ અમે મહત્ત્વપૂર્ણ સાધન માનીએ છીએ તેથી તેની વૃદ્ધિ માટે જ અમે પ્રેરણા આપીએ છીએ પુત્રાદિ શું મહત્ત્વપૂર્ણ વસ્તુ છે? તે તો મરઘી કૂતરી સૂવર આદિને મોટી સંખ્યામા પ્રાપ્ત થઇ જાય છે તો શું તે પ્રાણીઓ પુત્રહીન મનુષ્યથી અધિક ભાગ્યશાળી મનાશે? મનુષ્યનું મહત્ત્વ સંતતિની મોટી સંખ્યામા નથી

મનુષ્ય જાતિનો એક મોટો વર્ગ લક્ષ્મીને અધિક મહત્ત્વ આપે છે તેનું વિચારવુ બોલવુ ચાલવુ, લખવુ વાંચવુ સર્વે ક્રિયા ધનની પ્રાપ્તિ માટે હોય છે તે રાત દિન સૂતા કે જાગતા ધનના જ સ્વપ્નો જુએ છે ન્યાય હોય, અન્યાય હોય ધર્મ હોય કે પાપ હોય તેને તે સંબધી કાંઈ ખ્યાલ હોતો જ નથી ખ્યાલ હોય છે એક માત્ર ધન પ્રાપ્ત કરવાનો ધન મળવુ જોઇએ પછી ભલે તે છળ કપટથી મળે ચોરીથી મળે વિશ્વાસઘાતથી મળે કે દેશદ્રોહથી મળે ગરીબ જનતાના ઉષ્ણ રક્તથી ભલેને લક્ષ્મી જ તેને માટે પૂજ્ય પરમેશ્વર છે, ઉપાસ્ય દેવ છે આ સ્થિતિમાંથી તેમનો સિદ્ધાત ચાલ્યો આવે છે કે—' સર્વે ગુણા કાઞ્ચનમાશ્રયન્તિ।

પરંતુ શું માનવ જીવનનું એ જ ધ્યેય છે કે ધનની પાછળ પાગલ બની ફર્યા કરવું! શું ધન એટલું બધુ મહત્ત્વનું છે! શું ઘાણીના બળદની માફક ધનની ચિંતામા જીવનની અંતિમ ઘડીઓ સુધી ચક્કર

લગાવ્યા કરવાં તે ઇષ્ટ છે? નીતિ, ધર્મ, પ્રમાણિકપણું સર્વની ઉપેક્ષા કરી ધન-સંચય કરી લીધો તેથી શું વળ્યું? રાવણુ પાસે કેટલું બધું ધન હતું! આખી લંકા નગરી સોનાની હતી. અને ભારતની દ્વારકા નગરી પણ સોનાની જ હતી. તે સોનાની નગરીઓનું અંતે શું થયું? બન્નેનું અસ્તિત્વ માટીમાં મળી ગયુ.

સોનાની લંકાએ રાવણુને રાક્ષસ બનાવી દીધો તો સોનાની દ્વારકાએ યાદવોને નરપશુ બનાવ્યા. લંકા અને દ્વારકાના ધનપતિઓ મનુષ્યત્વ હીન બની ગયા હતા, દુરાચારોમાં ફસાઈ પડ્યા હતા. ધનના અતિરેકથી તેઓ અંધ બન્યા હતા.

આજે લક્ષ્મીપતિ નરેશોનું કાઇ ગૌરવ દષ્ટિગોચર થાય છે? દિલ્હી અને આગ્રામાં મોગલ સમ્રાટોના વૈભવના અવશેષો વિખરાયેલા પડેલા જોવામાં આવે છે. શું લાલ કિલ્લો અને તાજમહાલ એટલા માટે બનાવવામાં આવ્યા હતા કે તેના ઉપર ચાંદ-તારાવાળા મુસ્લિમ ઝંડાના સ્થાન પર અંગ્રેજોનો યુનિયન જૅક ફરકતો બને?

આજે ક્યાં છે મોગલ સમ્રાટોના ઉત્તરાધિકારીઓ? કેટલો અતિચાર કર્યો, કેટલા નિર્દોષ જન-સમૂહને કત્લ કરવામાં આવ્યો! પરંતુ જેના પાયા પાતાળમા મજબૂત રીતે ઉતારવામા આવ્યા હતા તે સિંહાસન પણ ડગમગી ગયુ, નષ્ટ-ભ્રષ્ટ થઈ ગયું. અને જે યુનિયન-જૅક સમુદ્ર પારથી તોફાનની માફક આગળ વધતો અને હાહાકાર મચાવતો ભારતભૂમિ ઉપર ઊતરી આવ્યો હતો તે પણ અત્યારે ક્યાં છે? શું તે પાછા ફરવાના ઇરાદાથી આવ્યો હતો? નહિ; પરંતુ કુદરતના ઝટકા સામે તે સ્થિર રહી ન શક્યો અને ઊડી ગયો!

ધન અનિત્ય છે, ક્ષણભંગુર છે! તેનો ગર્વ શું, ઘમંડ શું? માનવ જીવનનું ધ્યેય સોના ચાંદીના રંગીન ટુકડાઓમાં નથી. વિશ્વનું

સર્વશ્રેષ્ઠ પ્રાણી–માનવી લક્ષ્મીથી પોતાનું મહત્ત્વ કદી પણ પ્રાપ્ત કરી શકતો નથી. શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું છે:—

> લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો,
> શું કુટુંબ કે પરિવારના વધવા થકી તે નય ગ્રહો!
> વધવાપણું સંસારનું, નરદેહને હારી જવો,
> તેનો વિચાર નહિ અહોહો! એક પળ તમને હવો!

મનુષ્ય વિશ્વનું એક મહાન બુદ્ધિશાળી પ્રાણી છે. તેણે પ્રકૃતિ ઉપર પોતાના બુદ્ધિવૈભવથી વિજય મેળવ્યો છે. તે પોતાની બુદ્ધિની યાત્રામાં ક્યાં સુધી પહોંચ્યો છે! તેણે દુર્ગમ પહાડો પર રેલ્વે અને મોટરો દોડાવી, સમુદ્રો ઉપર સ્ટીમરો ચલાવી, આકાશમાં પક્ષીઓની માફક એરોપ્લેનો ઉડાડ્યા! બુદ્ધિનો પ્રભાવ આગળ વધ્યો, અને હવે તો માર્યલ ટ્રગની વાતો સંભળાવા લાગી. અને પેલી પરમાણુ શક્તિનું તો પૂછવું જ શું! જાપાનના હિરોશિમા શહેરનો સંહાર ભૂલી શકાય તેમ છે?

રજ્જગરના દાણા જેવડા અણુ-બૉમ્બથી આજે વિશ્વનાં મનુષ્યોનું જીવન કંપાયમાન બની ગયું છે. હમણાં જ સ્વીટ્ઝરલેન્ડના એક વૈજ્ઞાનિકે શોધ કરી છે કે દોઢ પાશેર જેટલા વજનના વિજ્ઞાનગવેષિત વિષાક્ત પદાર્થથી અખાને મનુષ્યોનું જીવન થોડી ક્ષણોમાં સમાપ્ત કરી શકાય છે! અને અમેરિકાએ સંશોધન કરેલ હાઈડ્રોજન બૉમ્બ તો ચર્ચામાત્રથી માનવજાતિ ધ્રૂજી ઊઠે છે.

આ છે મનુષ્યોની બુદ્ધિ લીલા! મનુષ્ય પોતાની બુદ્ધિ લીલાથી સ્વર્ગ બનાવવા ચાહ્યો, અને કાંઈક બનાવ્યું પણ ખરું; પરંતુ અંતે હવે શું બન્યું! સાક્ષાત્ ઘોર નરક!

શું આવી મનુષ્યની બુદ્ધિ ગર્વ કરવા જેવી વસ્તુ છે? જે બુદ્ધિ પાછળ વિવેક નથી, ધર્મ-પિપાસા નથી, જન કલ્યાણનું ધ્યેય નથી તે બુદ્ધિ મનુષ્યને મનુષ્ય રહેવા દેતી નથી, રાક્ષસ બનાવી દે છે. પોતાના સ્વાર્થની પૂર્તિ કરવામાં જે બુદ્ધિનો ઉપયોગ થાય તેને મનુષ્ય-જીવનની સર્વશ્રેષ્ઠતાનું ગૌરવ કેમ આપી શકાય?

ખાવું-પીવું, એશ-આરામ તો પોતાની સમજણ પ્રમાણે પશુ-પક્ષીઓ પણ કરે છે. પારિવારિક વ્યવસ્થા અને ખાવા-પીવાની બુદ્ધિ તો તેમનામાં પણ સુંદર હોય છે. શું તે ચાતુર્ય ઉપર ગર્વ કરવો યોગ્ય છે? નહિ, તે મનુષ્યની કાંઈ યોગ્યતા નથી!

માનવ-જીવનનું ધ્યેય ધન નથી, રૂપ નથી, બળ નથી, સાંસારિક બુદ્ધિ પણ નથી. અનાદિકાળનો ભટકતો આ આત્મા એક દિવસ પરિભ્રમણ કરતો માનવ-શરીરમા આવ્યો. થોડાં વર્ષો ત્યા વ્યતીત કર્યા, ખાધું-પીધું, લડાઈ-ઝગડા કર્યા, હસ્યો અને રોયો અને એક દિવસે મૃત્યુ પામી કાળ-પ્રવાહમાં આગળ જવા વહી ગયો—શું આ કાંઈ માનવ-જીવન છે?

જીવનનો ઉદ્દેશ મરણ નથી, પરંતુ મરણ ઉપર વિજય મેળવવો તે છે. આ વિરાટ સંસારમાં કોઈ પણ જાતિ, કુળ, વર્ણ અને સ્થાન એવું નથી જ્યા આપણા આત્માએ અનંતાનંત વાર જન્મ મરણ ન કર્યાં હોય! ભગવતી સૂત્રમાં આપણાં જન્મ-મરણની દુ:ખપૂર્ણ વાતનું સ્પષ્ટીકરણ કરતી એક પ્રશ્નોત્તરી આપેલી છે:—

ગૌતમ સ્વામી સવિનય ભગવાન મહાવીરને પ્રશ્ન કરે છે કે:—

"હે પૂજ્ય! અસંખ્યાત ક્રોડાક્રોડી યોજન પરિમાણ આ વિસ્તૃત

વિરાટ લોકમા કોઈ એવુ પણ સ્થાન છે કે જ્યા આ જીવે જન્મ મરણ ન કર્યા હોય ?"

ભગવાન મહાવીર ઉત્તર આપે છે —

. .."नत्थि केइ परमाणुपोग्गलमेत्ते वि पणसे
जत्थ ह्य अयं जीवे न जाए वा, न मए वा।"

"હે ગૌતમ ! અધિક તો શુ, કિંતુ એક પરમાણુ પુદ્ગલ જેટલુ પણ એવુ સ્થાન નથી, જ્યા આ જીવે જન્મ મરણ ન કર્યાં હોય "

—ભગવતી સૂત્ર ૧૨/૭/૪૫૭

ભગવાન્ મહાવીરની વાણીમા આ છે આપણા જન્મ મરણની સાકળની કડીઓનો લામો ઇતિહાસ ! ઘણો દુ ખ ભરેલો છે એ ઇતિહાસ ! આ ઇતિહાસને હવે ક્યા સુધી લગાવશું, જન્મ મરણની કડીઓને ક્યા સુધી જોડતા રહીશુ ? શુ માનવ જીવનનુ ધ્યેય જન્મ લેવો અને મરી જવુ એટલુ જ છે ?

મહાકાળના પ્રવાહમા એક તણખલાની માફક નિરાધાર બની આપણે ક્યા સુધી તણાઇ જશુ ? શુ કિનારે પહોચવાનું આપણા ભાગ્યમા નથી ? નહિ, આપણે મનુષ્ય છીએ, વિશ્વનાં સર્વશ્રેષ્ઠ પ્રાણી છીએ આપણે આપણા જીવનનું લક્ષ્ય અવશ્ય પ્રાપ્ત કરી શકીશ જો આપણે માનવ જીવનનું લક્ષ્ય પ્રાપ્ત ન કર્યું તો પછી આપણામા અને પશુ પક્ષીઓમા ભિન્નતા ક્યા રહી ?

આપણા જીવનનું ધ્યેય અધર્મ નહિ, ધર્મ છે, અન્યાય નહિ, ન્યાય છે, દુરાચાર નહિ, સદાચાર છે, ભોગ નહિ, ત્યાગ છે ધર્મ, ત્યાગ અને સદાચાર જ આપણને પશુત્વથી વિભિન્ન કરે છે. અન્યથા આપણામા અને પશુમા શુ અંતર છે, ભેદ છે ? એક આચાર્યે કહ્યું છે કે —

आहारनिद्राभयमैथुनं च
सामान्यमेतत्पशुभिर्नराणाम्।
धर्मो हि तेषामधिको विशेषो,
धर्मेण हीनाः पशुभिः समानाः॥

આહાર, નિદ્રા, ભય અને કામવાસના જેવી પશુમાં છે તેવી જ મનુષ્યમાં છે, તેથી ભોગને મહત્ત્વ આપવામા આવે તો મનુષ્ય અને પશુમાં કાંઈ ભિન્નતા નથી. એક ધર્મ જ મનુષ્ય પાસે વિશેષ છે અને તેની જ મહત્તા છે. તેથી જો મનુષ્ય ધર્મથી શૂન્ય બની જાય તો તે પશુ સમાન છે.

મનુષ્ય અમર બનવા ઇચ્છે છે. તેને માટે તે કેટલી ઔષધિઓ ખાય છે, કેટલા દેવ-દેવીની માનતા રાખે છે, કેટલા અન્યાય અને અત્યાચારનું સેવન કરે છે! પરન્તુ શું આ અમર થવાનો માર્ગ છે? અમર થવા માટે મનુષ્યને ધર્મનું શરણ લેવું પડશે, ત્યાગનો આશ્રય સ્વીકારવો પડશે.

ભગવાન મહાવીર કહે છે કે —

वित्तेण ताणं न लभे पमत्ते,
इमंमि लोए अदुवा परत्था

પ્રમત્ત મનુષ્યની આ લોકમા કે પરલોકમાં ધન દ્વારા રક્ષા થઈ શકતી નથી.

—ઉત્તરાધ્યયન સૂત્ર

કઠોપનિષત્કાર કહે છે કે:—

૩

# સાચા સુખની શોધ

અનંત સૌખ્ય નામ દુઃખ, ત્યાં રહી ન મિત્રતા!
અનંત દુઃખ નામ સૌખ્ય, પ્રેમ ત્યાં વિચિત્રતા!

—શ્રીમદ્ રાજચંદ્ર

આજથી જ નહિ, લાખો, ક્રોડો, અસંખ્ય વર્ષોથી એ જ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આ પ્રવૃત્તિ, આ સંઘર્ષ, આ દોડાદોડી શા માટે છે? પ્રત્યેક પ્રાણીના અંતર્હૃદયથી પ્રત્યુત્તર મળે છે કે સુખ માટે, આનંદ માટે

શાંતિ માટે પ્રત્યેક પ્રાણી સુખ ઇચ્છે છે, દુઃખથી દૂર નાસે છે સંસારનો પ્રત્યેક જીવ સુખ માટે પ્રયત્નશીલ બને છે. કીડીથી માંડી હાથી સુધી, રંકથી તે રાજા સુધી, નારકીથી દેવ સુધી—એ પ્રમાણે સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને મહાન્‌માં મહાન્ પ્રત્યેક સંસારી પ્રાણી સુખને ધ્રુવતારો બનાવી દોડાદોડ કરે છે. અનંતકાળથી આ પ્રમાણે ચાલતું આવ્યું છે.

સુખની કોને ઇચ્છા નથી? શાંતિ કોને અભીષ્ટ નથી?

સુખપ્રાપ્તિ માટે મનુષ્યોએ નગરો વસાવ્યાં, પરિવાર બનાવ્યો, સામ્રાજ્યોના પાયા નાખ્યા, સોનાનાં સિંહાસનો બનાવ્યાં. સુખ માટે મનુષ્ય મનુષ્યને પ્યાર કરવા લાગ્યો અને દ્વેષ પણ કરવા લાગ્યો. આજ સુધીમાં રક્તની હજારો નદીઓ વહી છે તે પણ સુખ માટે, પોતાની તૃપ્તિ માટે. સુખની શોધમાં ભટકતો માનવી માનવી રહ્યો નથી, પશુ કે રાક્ષસ બની ગયો. આવું શા માટે થયું?

ભારતીય શાસ્ત્રકારોએ સુખને બે ભાગમાં વિભક્ત કરેલ છે: એક આંતરિક અને બીજું બાહ્ય સુખ. એક આત્મનિષ્ઠ છે, બીજું વસ્તુનિષ્ઠ. એક આધ્યાત્મિક છે તો અન્ય ભૌતિક. એક અજર-અમર છે તો અન્ય ક્ષણિક, ક્ષણભંગુર. એક દુઃખના ડાઘથી સર્વથા રહિત છે તો અન્ય વિષમિશ્રિત મિષ્ટ ભોજન જેવું.

બાહ્ય સુખમાં સર્વ પ્રકારના ભૌતિક અને પૌદ્ગલિક સુખોનો સમાવેશ થઈ જાય છે. આ સુખ વસ્તુનિષ્ઠ છે તેથી વસ્તુ છે તો સુખ છે, અન્યથા દુઃખ છે.

એક બાળક રોતું હતું. તેને રમકડું આપ્યું તો આનંદથી ઉછળવા લાગ્યું. પરંતુ કેટલી વાર સુધી? રમકડું તૂટી ગયું અને બાળક પહેલાં કરતાં અધિક રોવા લાગ્યું. તે આનંદ-નૃત્ય ક્યાં ગયું? રમકડા સાથે તે પણ નષ્ટ થયું, કારણ તે સુખ વસ્તુનિષ્ઠ હતું.

આવા સુખની પાછળ સંસારી પ્રાણી પાગલ બની જાય છે, અને પોતાનાં સમય અને શક્તિનો અપવ્યય કરે છે.

આ સુખનું કેન્દ્ર ધન છે, વિષયવાસના છે, ભોગ-લિપ્સા છે, વસ્તુ-સંગ્રહ છે, સંતાનની ઇચ્છા છે, સ્વજન પરિજન આદિ છે. પરંતુ

આ સુખ વાસ્તવિક સુખ નથી, સુખાભાસ છે ભોગવાસનાની તૃપ્તિમા કલ્પેના સુખની અપેક્ષાએ દુ ખ અધિક છે અધિક શુ, અનત છે "खणमित्त सुखा, बहुकाल दुक्खा।"

શુ ધનમા સુખ છે? ધન પ્રાપ્તિ માટે કેટલો દભ કરવામા આવે છે? કેટલી ઘૃણા, કેટલો દ્વેષ, કેટલો અત્યાચાર? ભાઈ ભાઈનું ગળુ કાપે છે ધન માટે વિશ્વવ્યાપી યુદ્ધોમા પ્રજાના રક્તની નદીઓ વહે છે સાધારણ મજૂર કહે છે, ધન મળે તો જીવન આરામમા વ્યતીત થાય સસારમા બીજુ કાઇ દુર્લભ નથી, દુર્લભ છે એક માત્ર ધન'

પરતુ ધનપતિ શેઠો કહે છે 'ધન શી ચીજ છે? હું લાખો રૂપિયા કમાયો, અને લાખો કમાઇ શકુ છુ આ ધનનો મોટો પહાડ બનાવુ તો પણ તેથી શુ? મારે એક પણ પુત્ર નથી જે આ લક્ષ્મીનો ઉત્તરાધિકારી બને' એક પુત્ર હોત તો મારુ જીવન સુખમા વ્યતીત થાત' પુત્ર વિના ઘર સૂનું છે''

રાજા ઉગ્રસેનને અને રાજા શ્રેણિકને પુત્ર માટે તો જરા પૂછો' બન્ને નરેશ કહે છે "પુત્ર કરતા તો પુત્ર વિના જ સારુ મનુષ્યો વ્યર્થ પુત્રૈષણામા પાગલ બની ગયા છે અમને અમારા જ પુત્રોએ કેદમા નાખ્યા પુત્ર અને પરિવારના સુખની એક કલ્પના જ છે, ભ્રાતિ છે"

ત્યારે સુખ ક્યા છે' સાચુ સુખ આત્મામા જ છે જ્યારે આત્મા બહાર ભટકે છે, પરપરિણતિમા જાય છે ત્યારે દુ ખનો શિકાર બને છે જ્યારે ત્યાથી પાછો વળે છે, પોતાની અંદર જ રમણ કરે છે, વૈરાગ્યરસનું આસ્વાદન કરે છે, સંયમના અમૃતરસને ઓળખે છે ત્યારે સુખ, શાતિ અને આનંદનો ક્ષીરસાગર પોતાનામા જ અનુભવે છે

જ્યા સુધી મનુષ્યો વસ્તુઓ પાછળ દોડે છે, ભોગવાસનામા વૃદ્ધિ બને છે ત્યા સુધી સુખ નથી, શાંતિ નથી, આનંદ નથી તે તો આગ છે, તેમા જેટલુ ઇંધન વધારે નાખશો તેટલી જ્વાળા વૃદ્ધિ પામશે અગ્નિમા ઘી હોમી તેની ભૂખ મટાડવાનો યત્ન કરવો તે નરી મૂર્ખાઇ છે જ્યારે ભોગનો ત્યાગ કરવામા આવે ત્યારે જ સાચો આનદ મળે સાચુ સુખ ભોગમા નહિ, ત્યાગમા છે

આરુણિકોપનિષદ્‌મા એક કથા છે. પ્રજાપતિના પુત્ર આરુણિ ઋષિ ક્યાય જતા હતા રસ્તામા એક કૂતરો મોઢામા માંસથી ભરેલ એક હાડકાનો ટુકડો લઇ જતો હતો બીજા કૂતરાઓએ તેને જોયો અને તેને ઘેરી લીધો, અને મારવા લાગ્યા તે કૂતરો હાડકાનો ટુકડો ત્યા છોડી જીવ બચાવી નાસી ગયો. હવે તે કૂતરાઓમા હાડકા માટે પરસ્પર લડાઈ થઇ.

આ દશ્ય જોઇ આરુણિ ઋષિ વિચાર કરવા લાગ્યા કે અહો! ગ્રહણ કરવામા દુ ખ છે, ત્યાગવામા દુ ખ નથી પરતુ સુખ છે હાથથી ગ્રહણ કરવામા તો દુ.ખ છે જ, પરતુ મનથી વિષયનુ ચિંતન કરવાથી પણ દુ ખ છે

વિષયોનુ ચિંતન કરવાથી તેનો સગ થાય છે, સગથી પ્રાપ્તિની કામના થાય છે, કામનાના સવનમા પડવાથી ક્રોધ ઉત્પન્ન થાય છે કામ ન પૂરી થતા લોભ ઉત્પન્ન થાય છે, લોભથી મોહ થાય છે, મોહથી સ્મૃતિ નષ્ટ થાય છે—સદ્‌ગુરુનો ઉપદેશ યાદ રહેતો નથી, સ્મૃતિ નષ્ટ થવાથી વિવેકબુદ્ધિ નષ્ટ થઈ જાય છે અને વિવેકબુદ્ધિ નષ્ટ થવાથી જીવ નરકમા જાય છે. તેથી વિષયાસક્તિ જ સર્વ અનર્થોનુ મૂળ છે.
"खाणी अणत्थाण उ कामभोगा"

જ્યારે વિષયોનો ત્યાગ કરવામાં આવે છે ત્યારે વૈરાગ્ય થાય છે, અને ત્યારે જ સાચા સુખનું ઝરણું અંતરાત્મામાં વહેવા લાગે છે, અને જન્મજન્માન્તરનાં વૈષયિક સુખ-દુઃખના મળને ધોઈને સાફ કરી દે છે.

બાહ્ય દૃષ્ટિથી ધન-વૈભવ, ભોગવિલાસ ગમે તેટલા રમણીય અને ચિત્તાકર્ષક હોય, પરંતુ વિવેકી મનુષ્ય તેમાં સુખની ગંધ પણ જોતો નથી. વિષયાસક્ત મનુષ્યની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિઓ ક્ષીણ થઈ જાય છે. વિષયભોગથી તૃપ્તિ થતી નથી, કિંતુ તૃષ્ણા વૃદ્ધિગત થાય છે. ઇચ્છાની પૂર્તિ થઈ નથી, થશે નહિ. તેથી ભગવાન મહાવીરે કહ્યું છે કે:—

सव्वं विलपियं गीयं
सव्वं नट्टं विडंबियं।
सव्वे आभरण भारा,
सव्वे कामा दुहावहा॥

અર્થાત્-સર્વે સંગીત એક પ્રકારના વિલાપ સરખાં છે, સર્વે નૃત્ય કે નાટક એ વિડંબનારૂપ છે, સર્વે અલંકારો શરીર ઉપર બોજારૂપ છે અને સર્વે કામભોગો એકાંત દુઃખને જ આપનારા છે.

—ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૩ ૧૬

જૈન સંસ્કૃતિના એક અમર કવિએ કહ્યું છે કે:—

न वि सुही देवया देवलोये,
न वि सुही सेट्ठि सेणवई य।
न वि सुही पुढविपई राया,
एगंत-सुही साहू वीयरागी॥

દેવલોકના દેવતા સુખી નથી, શેઠ અને સેનાપતિ સુખી નથી, ભૂમંડળ પર શાસન કરનાર ચક્રવર્તી રાજા પણ સુખી નથી, સુખી છે એકમાત્ર વીતરાગ ભાવની સાધના કરનાર ત્યાગી સાધક.

ભગવતી સૂત્રમાં ભગવાન મહાવીરે ત્યાગજન્ય આત્મનિષ્ઠ સુખની મહત્તા અને ભોગજન્ય વસ્તુનિષ્ઠ વૈષયિક સુખની હીનતા બતાવતાં કહ્યું છે કે બાર માસ સુધી વીતરાગ-ભાવની સાધના કરનાર શ્રમણ નિર્ગ્રંથનું આત્મનિષ્ઠ સુખ સર્વાર્થસિદ્ધના સર્વોત્કૃષ્ટ દેવોના સુખથી ઘણું અધિક છે. સંયમના સુખ આગળ વૈષયિક સુખનું શું મૂલ્ય છે?

વૈદિક ધર્મના મહાન્ યોગી ભર્તૃહરિ કહે છે કેઃ—

भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयम्,
मौने दैन्यभयं बले रिपुभयं रूपे जराया भयम्।
शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद्भयम्,
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम्॥

—ભોગમાં રોગનો ભય છે, કુળમાં પતનનો ભય છે, ધનમાં રાજા કે ચોરનો ભય છે, યુદ્ધમાં પરાજયનો ભય છે, રૂપમાં વૃદ્ધાવસ્થાનો ભય રહેલો છે,......કિં બહુના, સંસારની પ્રત્યેક ઊંચામાં ઊંચી અને સુંદરમાં સુંદર વસ્તુ ભયથી યુક્ત છે. એક માત્ર વૈરાગ્યભાવ પૂર્ણતઃ અભય છે, નિરાકુળ છે.

આ ઉદ્ગાર એ મહારાજાધિરાજ ભર્તૃહરિના હતા, જેમનાં દ્વાર ઉપર સંસારની લક્ષ્મી ખરીદેલી દાસી માફક નૃત્ય કરતી હતી, મોટા રાજા મહારાજા તેમની આજ્ઞા શિર પર ચઢાવવા હમેશાં તત્પર રહેતા

હતા તેમના અંતઃપુરમાં અપ્સરા જેવી સુંદર રાણીઓ દીપશિખા માફક અંધકારમાં પ્રકાશ રેખા જેવી નિત્ય નવીન શૃંગાર સાધનામાં વ્યસ્ત રહેતી હતી આ સર્વે વૈભવ-સામગ્રી હોવા છતાં ભર્તૃહરિને તેમાં આનંદ મળ્યો નહિ, તેના આત્માની પ્યાસ બુઝાઇ નહિ

રાજા ભર્તૃહરિ સંસારમાં સુખ ભોગવતા રહ્યા, પરંતુ અંતમાં નિષ્કર્ષ એ નીકળ્યો કે સંસારના સર્વે ભોગો ક્ષણભંગુર છે, વિનાશી છે, કષ્ટપ્રદ છે, આ લોકમાં પશ્ચાત્તાપ અને પરલોકમાં નરક દેનાર છે જ્યારે સંસારના રાજા મહારાજા અને લક્ષ્મીપતિઓની આ દશા છે તો પછી તુચ્છ અભાવગ્રસ્ત સંસારી જીવોની શુ ગણતરી છે?

જ્યાં ભોગ ત્યાં રોગ છે જ્યાં રોગ ત્યાં સોગ,
જ્યાં યોગ ત્યાં ભોગ નહિ, જ્યાં ભોગ, નહિ યોગ

વિષયસુખ ક્ષણભંગુર છે, વિષય સ્વયં ક્ષણભંગુર છે વસ્તુ વિનાશી હોય તો વસ્તુનિષ્ઠ સુખ પણ વિનાશી જ હોય જેવું કારણ તેવું કાર્ય માટીમાંથી બનેલ પદાર્થ માટીનો જ હશે લીંબડાના ઝાડ ઉપર કેરીનું ફળ ક્યાંથી પાકશે?

હવે રહી આત્મનિષ્ઠ સુખની વાત આત્મા અજર-અમર છે, અવિનાશી છે તેથી તન્નિષ્ઠ સુખ પણ અજર અમર, અવિનાશી જ હોય છે અહિંસા, સત્ય સંયમ શીલ, ત્યાગ, વૈરાગ્ય દયા, કરુણા આદિ સર્વ આત્મધર્મ છે તેથી તેની સાધનાથી પ્રાપ્ત થતું આધ્યાત્મિક સુખ આત્મીય સુખ છે, અને તે અવિનાશી છે, શાશ્વત છે

છાન્દોગ્ય ઉપનિષદમાં પણ કહ્યું છે —

यो वै भूमा तत्सुखं
नाल्पे सुखमस्ति॥

જે અલ્પ છે, વિનાશી છે, તે સુખ નથી, અને જે ભૂમા છે, મહાન્ છે, અનંત છે, અવિનાશી છે તે વસ્તુતઃ સાચું સુખ છે.

પ્રિય સાધક બંધુઓ ! તમે સાચુ સુખ મેળવવાના અભિલાષી છો ? તો મનની ભોગાકાંક્ષાને ધૂળની માફક દૂર ફેંકી દો, ત્યાગ અને વૈરાગ્યના માર્ગને અપનાવો. મમતાના ક્ષુદ્ર વર્તુળને તોડવાથી સાધક ભૂમા બને છે, મહાન્ બને છે, અજર, અમર, અનંત બને છે અને તે સાચુ સુખ પણ પૂર્ણરૂપે અહીં જ આ દશામાં જ પ્રાપ્ત થાય છે.

મારા ભૂલા પડેલા પ્રિય બંધુઓ ! અવિનાશી સુખ ઇચ્છતા હો તો અવિનાશી આત્માનું શરણુ ગ્રહણ કરો ! ત્યાંથી જ સાચુ સુખ મળશે; અને તે જ સુખ આત્મનિષ્ઠ છે, અન્યત્ર નથી.

૪

# શ્રાવક ધર્મ

એક વખત એક જૂના અનુભવી સંત પ્રવચન કરતા હતા. પ્રવચન કરતા કરતાં તરંગમા આવી ગયા અને શ્રોતાગણને પૂછ્યુ: બધુઓ! બતાવો, દિલ્હીથી લાહોર જવાના કેટલા રસ્તા છે?

શ્રોતા વિચારમા પડયા. સંતની પ્રશ્ન કરવાની શૈલી એટલી પ્રભાવ પૂર્ણ હતી કે શ્રોતા ઉત્તર દેવામા દિગ્મૂઢ બની ગયા. ક્યાંય ખોટો ઉત્તર ન આપી દેવાય એવી પ્રતિષ્ઠાની હાનિ થવારૂપ કુશંકા આવી ગઈ.

ઉત્તરની થોડી વાર રાહ જોયા બાદ અનતોગત્વા સંતે જ કહ્યુ- જુઓ, હું બતાવુ દિલ્હીથી લાહોર જવાના બે માર્ગ છે. શ્રોતાઓ હજુ પણ ગૂચવણમા પડેલા હતા. અંતે તેનું વિશ્લેષણ કરતાં કહ્યું: એક સ્થળ માર્ગ છે, તે રેલ્વે, મોટર આદિ દ્વારા પૂર્ણ કરી શકાય છે, અને અન્ય આકાશમાર્ગ, તે વાયુયાન (એરોપ્લેન) દ્વારા કાપી શકાય. પહેલો માર્ગ સરળ છે, પરતુ સમય વધારે લે છે. બીજો માર્ગ કઠણ છે, ભયથી ભરેલો છે, પરંતુ શીઘ્રતાનો છે.

સતે આગળ કહ્યુ બધુઓ, કાઈ સમજ્યા? મોક્ષના પણ આ પ્રમાણે બે માર્ગ છે. એક ગૃહસ્થ ધર્મ અને અન્ય સાધુ ધર્મ ઉભય

માર્ગ જ છે, અમાર્ગ કોઈ નહિ. કિંતુ પહેલો માર્ગ સરળ હોવા છતાં પણ જગ સમય વધારે લે છે. બીજો માર્ગ કઠણ હોવા છતાં શીઘ્ર-તાનો છે. બતાવો, તમે કયા માર્ગથી મોક્ષ જવા ઇચ્છો છો?

આપણે પણ આપણા જીવનનો માર્ગ શોધવાનો છે. માનવ જીવનનું લક્ષ્ય છે સાચુ સુખ, અને તે સુખ છે ત્યાગમાં, આચરણમાં. આપણને મનુષ્ય-જન્મ અનંતાનંત વાર મળ્યો, પરંતુ પરિણામ કાંઈ આવ્યુ? રામ અને રાવણ બંને માનવી હતા. રામ આત્માની દિવ્ય વિભૂતિ દ્વારા મનુષ્ય હતા, રાવણ શરીરના આકારમા મનુષ્ય હતો. માનવીનું વિશ્લેષણ કરતું લોકોક્તિનું સૂત્ર છે:—

**"માનવી માનવીમાં અંતર, કોઇ હીરો, કોઈ કંકર"**

જે ધર્માચરણ કરે છે, ત્યાગમાર્ગ અપનાવે છે તે મનુષ્ય પ્રકાશ-માન હીરો છે; જે ધર્માચરણથી શૂન્ય, ભોગવિલાસના અંધકારમાં ભટકે છે તે મનુષ્ય સંસારદષ્ટિથી ગમે તેટલો મહાન કહેવાવા છતાં કંકર સમાન છે, પામર છે. સાચો મનુષ્ય તે કે જે પોતાનાં બંધનો કાપી મોક્ષનો અધિકારી બનવાનો યત્ન કરે.

જૈન સૂત્રાનુસાર મોક્ષનો એકમાત્ર માર્ગ ધર્મ છે, અને તેના બે ભેદ છે: સાગાર ધર્મ અને અણગાર ધર્મ. સાગાર ધર્મ ગૃહસ્થ-ધર્મને કહે છે. અણગાર ધર્મ સાધુ ધર્મને કહે છે. ભગવાન મહાવીરે સ્થાનાંગ સૂત્રમાં કહ્યું છે:-

चरितधम्मे दुविहे पण्णत्ते तंजहा–
अगार चरित्तधम्मे अणगार चरित्तधम्मे चेव।

સાગાર ધર્મ સીમિત માર્ગ છે. તે જીવનની સરળ છતા નાની પગદંડી છે. તે ધર્મ જીવનનો રાજમાર્ગ નથી. ગૃહસ્થ સસારમા રહે છે તેથી તેની ઉપર પરિવાર, સમાજ અને રાષ્ટ્રનું ઉત્તરદાયિત્વ (જવાબ દારી) છે. તે કારણથી તે પૂર્ણ રૂપે અહિંસા, સત્ય આદિના રાજમાર્ગ પર ચાલી શકતો નથી

ગૃહસ્થને વિરોધી પ્રતિદ્વંદ્વી લોક સાથે સંઘર્ષ પણ કરવો પડે છે, જીવનયાત્રા માટે થોડે અશે શોષણ-માર્ગ પણ અપનાવવો પડે છે, પરિગ્રહ પણ રાખવો પડે છે, ન્યાય માર્ગ ઉપર ચાલવા છતા પોતા ॥ વ્યક્તિગત કે સામાજિક સ્વાર્થ માટે કોઈ સાથે સંઘર્ષ પણ થઈ જાય છે, તેથી પૂર્ણત. નિરપેક્ષ સ્વાત્મ પરિણતિ રૂપ અખડ અહિંસા સત્યનો સાધુધર્મ રૂપી રાજમાર્ગ તે અપનાવી શકતો નથી.

"संति एगेहिं भिक्खूहि गारत्था संजमुत्तरा।"
"एवं सिक्खासमावन्ने गिहिवासे वि सुव्वए।"

કેટલાક કુસાધુઓ કરતા ગૃહસ્થો પણ અધિક સંયમી હોય છે. ગૃહસ્થ દશામાં રહેવા છતાં પણ સાધક સુવ્રતી બની જાય છે તે બરાબર છે કે ગૃહસ્થનુ ધર્મજીવન ક્ષુદ્ર છે, સાધુ જેટલું મહાન નથી. પરંતુ આ ક્ષુદ્રતા સાધુના મહાન જીવનની અપેક્ષાએ છે. અન્ય સાધારણ સંસારી મનુષ્યો, જે ભોગવિલાસમા ફસાયેલા પડેલા છે તેમની અપેક્ષાએ તો ધર્માચારી શ્રાવકોનુ જીવન મહાન છે, ક્ષુદ્ર નહિ.

પ્રવચન સારોધ્ધારમાં શ્રાવકના સામાન્ય ગુણોનુ નિરૂપણ કરતાં કહ્યું છે કે: "શ્રાવકો પ્રકૃતિથી ગમ્ભીર અને સૌમ્ય હોય છે. તેઓ દાન, શીલ અને સરળ વ્યવહાર દ્વારા જનતાનો પ્રેમ સંપાદન કરે છે, પાપોથી ડરે છે, દયાળુ, ગુણાનુરાગી, નિષ્પક્ષપાતી, વડીલોનો આદર કરનારા, કૃતજ્ઞ, પરોપકારી અને હિતાહિત માર્ગના જ્ઞાતા અને દીર્ઘદર્શી હોય છે."

ધર્મસંગ્રહમાં પણ કહ્યું છે કે: "શ્રાવક ઇન્દ્રિઓના ગુલામ હોતા નથી, તેને વશમા રાખે છે. સ્ત્રી-મોહમા પડી તેઓ પોતાનો અનાસક્ત માર્ગ ચૂકતા નથી. મહારંભ અને મહાપરિગ્રહથી દૂર રહે છે ભયંકર સંકટો આવતાં પણ સમ્યકત્વથી ભ્રષ્ટ થતા નથી. લોકરૂઢિના આશ્રયમા ગાડરનો રાહ લેતા નથી, પરંતુ સત્યના પ્રકાશમાં હિતાહિતનુ નિરીક્ષણ કરે છે. શ્રેષ્ઠ અને દોષ રહિત ધર્માચરણની સાધનામા કોઈ પણ પ્રકારની લજ્જા કે આનાકાની રાખતા નથી. પોતાના પક્ષનો મિથ્યા આગ્રહ સેવતા નથી. પરિવારાદિનું પાલનપોષણ કરવા છતાં પણ અંતર્હૃદયથી પોતાને પૃથક્ રાખે છે, જે પ્રમાણે કમળ પાણીની ઉપર રહે છે."

ઉપરોક્ત સદ્‌ગુણોના પાત્ર શ્રાવકને કોઈ પણ વિચારશીલ ગૃહસ્થ કુપાત્ર કહી શકશે? તેને હળાહળ ઝેરથી ભરેલો કટોરો કહી શકશે? જૈન ધર્મમા શ્રાવકને વીતરાગદેવ શ્રી તીર્થંકરોના નાના પુત્રો દર્શાવ્યા છે. ભગવાનના લઘુ પુત્રનુ ગૌરવ પ્રાપ્ત કરનાર શ્રાવકગણ કુપાત્ર હોઈ શકે? કદી નહિ! શુ આણંદ, કામદેવ જેવા દેવતાઓથી પણ પથ-ભ્રષ્ટ ન થનાર શ્રમણોપાસક ગૃહસ્થો ઝેરના કટોરા હતા? આ ભ્રાન્ત ધારણા છે.

ગૃહસ્થનુ જીવન પણ ધર્મમય હોઈ શકે છે, તે પણ મોક્ષપ્રાપ્તિ માટે પ્રગતિ કરી શકે છે, વિકાસ સાધી શકે છે, કર્મબંધનોને તોડી શકે છે. ગૃહસ્થ સંસારમાં રહે છે, કિંતુ અનાસક્ત ભાવની જ્યોતિનો પ્રકાશ તેમના અંતર્ હૃદયમાં અહર્નિશ ઝગમગતો રહે છે. તેઓ કદી કદી તો એવી દશામા હોય છે કે કર્મ કરવા છતાં કર્મબંધ કરતા નથી.

સૂત્રકૃતાંગના બીજા શ્રુત સ્કંધમાં અવિરત, વિરત અને વિરતા-વિરતનું સુંદર વિશ્લેષણ કર્યું છે. વિરતાવિરત શ્રમણોપાસક શ્રાવક-ની ભૂમિકા છે, તે સંબંધે પ્રભુ મહાવીર કહે છે:—

"—तत्थणं जा सा सव्वतो विरयाविरई, एस ठाणे आ-रम्भ नोआरम्भट्ठाणे। एस ठाणे आरिए जाव सव्वदुक्ख प्पहीणमग्गे एगंतसम्मे साहू।"

"સર્વ પાપાચરણોની થોડી નિવૃત્તિ અને થોડી અનિવૃત્તિ હોવી તે વિરતિ-અવિરતિ છે. પરંતુ આ આરંભ-નોઆરંભનું સ્થાન પણ આર્ય છે અને સર્વ દુઃખોનો નાશ કરનાર મોક્ષમાર્ગ છે. આ જીવન પણ એકાંત સમ્યક અને સાધુ છે."

આ છે અનંત જ્ઞાની પરમ વીતરાગ ભગવાન મહાવીરનો નિર્ણય! આથી વધારે બીજો કોઈ નિર્ણય પ્રાપ્ત કરવાનો રહે છે? જો શ્રદ્ધાનો

જરા પણ અંશ હોય તો અન્ય નિર્ણયની આવશ્યકતા નથી. આ નિર્ણય અંતિમ નિર્ણય છે.

હવે આપણે એ વિચાર કરીએ કે ગૃહસ્થ-ધર્મમાં રહી આવી ઉચ્ચ દશા કેવી રીતે પ્રાપ્ત કરી શકાય છે. આ આત્મા અનતકાળના મિથ્યાત્વની અંધકારપૂર્ણ કાળરાત્રીમા પરિભ્રમણ કરતો કરતો, અસત્ય ની ઉપાસના કરતો જ્યારે સત્યની વિશ્રામ-ભૂમિકા ઉપર આવે છે, ત્યારે તેને માટે સુવર્ણ પ્રભાતનો સુઅવસર હોય છે.

સંસારાભિમુખ આત્મા જ્યારે મોક્ષાભિમુખ બને છે, બહિર્મુખથી અંતર્મુખ બને છે, અર્થાત્ વિષયાભિમુખથી આત્માભિમુખ બને છે ત્યારે સર્વપ્રથમ સમ્યકત્વ ધર્મની દિવ્ય જ્યોતિનો પ્રકાશ પ્રાપ્ત થાય છે.

સાચી શ્રદ્ધાનુ નામ સમ્યકત્વ છે. આ શ્રદ્ધા અંધ શ્રદ્ધા નથી. તે પ્રકાશમય જીવિત શ્રદ્ધા છે, જેના પ્રકાશમા જડને જડ અને ચૈતન્યને ચૈતન્ય, તથા ધર્મને ધર્મ અને અધર્મને અધર્મ સમજી શકાય છે. નિશ્ચયદૃષ્ટિમા વિવેકબુદ્ધિની જાગ્રતિ તે જ સમ્યકત્વ છે, તત્ત્વાર્થ-શ્રદ્ધાન છે.

અનંતકાળથી આપણે યાત્રા શરૂ કરતા ચાલતા આવ્યા છીએ પરંતુ આપણું ગંતવ્ય લક્ષ્ય સ્થિર થયુ નથી આ લક્ષ્યનુ સ્થિરીકરણ સમ્યકત્વ દ્વારા જ થાય છે. સમ્યકત્વના અભાવમા ગમે તેટલા ઉગ્ર ક્રિયાકાંડ કરવામાં આવે, તે સર્વથા અંધ છે. યાત્રી માટે આ મા જોઈએ તે આંખ સમ્યકત્વ છે. આ આંખ વિના આધ્યાત્મિક જીવન યાત્રા પૂર્ણ થઈ શકતી નથી.

જ્યારે ગૃહસ્થ આ સમ્યકત્વની ભૂમિકા પ્રાપ્ત કરી લે છે ત્યારે કવિની આધ્યાત્મિક ભાષામા ભગવાન વીતરાગ દેવના લઘુ પુત્ર બની

જાય છે આ શ્રાવકપદ કાંઈ ઓછું મહત્ત્વપૂર્ણ નથી આધ્યાત્મિક ક્ષેત્રમાં તેની મહાન ખ્યાતિ છે જ્ઞાતાધર્મકથા સૂત્રમાં સમ્યકત્વને રત્નની ઉપમા આપી છે વસ્તુત તે એક ચિંતામણિ રત્ન છે અનંત કાળથી દીન, હીન, દરિદ્ર ભિખારી રૂપે ભટકતો આત્મા સમ્યકત્વ મેળવ્યા બાદ મહાન આધ્યાત્મિક લક્ષ્મીનો સ્વામી બની જાય છે

સમ્યકત્વીની પ્રત્યેક ક્રિયા જુદી રીતની હોય છે તેનું વિચારવુ, સમજવુ, બોલવુ કાર્ય કરવુ તે સર્વે વિલક્ષણ હોય છે તે સંસારમા રહેવા છતા સમાનથી નિર્લિપ્ત બની જાય છે તેના અતરમા શમ, સવેગ, નિર્વેદ અને અનુકપાનો અમૃતસાગર ઊછળવા લાગે છે વિશ્વના અનતાનત ચરાચર પ્રાણીઓ પ્રત્યે તેના કોમળ હૃદયમા દયાનું ઝરણું વહે છે અને તે ઇચ્છે છે કે સસારના સર્વે જીવો સુખી થાઓ, તેમનું કલ્યાણ થાઓ, સર્વને આત્મભાન થાઓ, સસારથી વિરક્ત થાઓ!

સમ્યકત્વીનું જીવન જ અનુકંપાનું જીવન છે વીતરાગ દેવ, નિર્ગ્રંથ ગુરુ અને કેવળી પ્રરૂપિત ધર્મ ઉપર તેની એટલી દૃઢ-અચળ શ્રદ્ધા હોય છે કે સંસારની સર્વ દૈવી શક્તિઓ તેને ચલાયમાન કરવા ઇચ્છે તો ન કરી શકે પ્રકાશ તેને માટે જીવન છે, અધકાર મૃત્યુ તેની યાત્રા અસત્યથી સત્ય તરફ હોય છે, સત્યથી અસત્ય તરફ નહિ

આધ્યાત્મિક વિકાસક્રમમા સમ્યકત્વની ભૂમિકા ચતુર્થ ગુણસ્થાન ની છે જ્યારે સાધક સમ્યકત્વનો અજર-અમર પ્રકાશ સાથે રાખી આધ્યાત્મિક યાત્રા માટે પ્રયાણ કરે છે ત્યારે દેશવ્રતી શ્રાવકની પાચમી ભૂમિકા ઉપર આવે છે ત્યા અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ ભાવની મર્યાદિત સાધનાનો પ્રારભ થાય છે

સર્વથા ન કરવા કરતાં થોડું કરવું તે પણ ઘણું સારું છે. પંચમ ગુણસ્થાનનો એ આદર્શ છે. ગૃહસ્થધર્મમા અનેક જવાબદારીને અંગે પૂર્ણ ત્યાગમાર્ગ અપનાવી શકાતો નથી, પરંતુ અનુકૂળ મર્યાદિત ત્યાગ ગ્રહણ કરવામાં આવે છે. તે મર્યાદિત અને આંશિક ત્યાગને દેશ-વિરતિ કહે છે. જો કે હજુ ત્યાગ અપૂર્ણ છે, છતા અંતર્મનમા પૂર્ણ ત્યાગનું લક્ષ્ય છે.

આ પ્રકારના દેશવિરતિ શ્રાવકના બાર વ્રત હોય છે. આગમ સાહિત્યમાં બાર વ્રતનું ઘણા વિસ્તારપૂર્વક વર્ણન કરેલું છે. તેનું સંક્ષિપ્ત વર્ણન આ પુસ્તકના બીજા ભાગમાં દરેક વ્રતના પાઠને અંતે આપવામા આવેલ છે.

૫

# આવશ્યકનું સ્વરૂપ

આવશ્યક કોને કહે છે, અને તેનું શુ સ્વરૂપ છે? જે ક્રિયા, જે કર્તવ્ય, જે સાધના અવશ્ય કરવા યોગ્ય છે તેનુ નામ આવશ્યક છે તો સાસારિક અનેક ક્રિયાઓને આવશ્યકમા ગણાવી શકાય? સાસારિક ક્રિયાઓ આવશ્યક પદવાચ્ય હોઇ શકે, પરતુ કોને માટે? બાહ્ય દૃષ્ટિવાળા, સસારી, મોહમાયાથી સલગ્ન પ્રાણીઓ માટે છે

સામાન્ય રૂપે શરીરધારી માનવપ્રાણી બે પ્રકારના માનવામા આવ્યા છે (૧) બહિર્દૃષ્ટિ અને (૨) અાતર્દૃષ્ટિ

બહિર્દૃષ્ટિ મનુષ્યો માટે સસાર અને તેના ભોગવિલાસ સર્વસ્વ છે તે સિવાય અન્ય માર્ગ–આત્મસાધનાનો માર્ગ તેમને રુચિકર થતો નથી રાતદિન દામ અને કામમા તેમના જીવનની અમૂલ્ય ક્ષણો વ્યતિત થાય છે તેમને માટે સાસારિક કચન, કામિની આદિ વિષય જ આવશ્યક છે

પરંતુ જે આતરૂદષ્ટિ છે, જેના વિચારો આત્મા તરફ ઢળેલા છે, જે ક્ષણિક વૈષયિક સુખમાં મુગ્ધ ન થતાં સ્થાયી આત્મકલ્યાણ માટે સતત પ્રયેષ્ટ છે તેના આવસ્યક આધ્યાત્મિક સાધનારૂપ છે.

આંતરૂદષ્ટિવાળો મનુષ્ય સાધક કહેવાય છે. તેને કોઈ પણ જડ પદાર્થ પોતાના સૌંદર્યથી પ્રલોભન આપી શકતો નથી. તેનુ આવસ્યક કર્મ એ જ હોય છે કે જેથી આત્મા સ્થાયી સુખનો અનુભવ કરે, કર્મ-મળને દૂર કરી સ્વાભાવિક નિર્મળતા પ્રાપ્ત કરે, સદા માટે સર્વ દુઃખોથી છૂટી અંતે અજર અમર પદ પ્રાપ્ત કરે.

જ્યારે આત્મામાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર-રૂપ આધ્યાત્મિક જ્યોતિનો પૂર્ણ વિકાસ થાય છે ત્યારે આ અજર, અમર, સ્વાભાવિક અનત સુખ જીવાત્માને પ્રાપ્ત થઇ શકે છે. અને આ આધ્યાત્મિક જ્યોતિના વિકાસ વિના આવસ્યક ક્રિયા બની શકતી જ નથી.

સંક્ષેપમા સમ્યગ્જ્ઞાન આદિ ગુણોને પૂર્ણ કરવા માટે જે ક્રિયા અર્થાત્ સાધના અવસ્ય કરવા યોગ્ય છે તેનું નામ આવસ્યક છે.

## ૫

# આવશ્યકનું સ્વરૂપ

આવશ્યક કોને કહે છે, અને તેનુ શુ સ્વરૂપ છે? જે ક્રિયા, જે કર્તવ્ય, જે સાધના અવસ્ય કરવા યોગ્ય છે તેનું નામ આવશ્યક છે તો સાસારિક અનેક ક્રિયાઓને આવશ્યકમા ગણાવી શકાય? સાસારિક ક્રિયાઓ આવશ્યક પદવાચ્ય હોઇ શકે, પરતુ કોને માટે? બાહ્ય દષ્ટિવાળા, મસારી, મોહમાયાથી મંત્રમ પ્રાણીઓ માટે છે

સામાન્ય રૂપે શરીરધારી માનવપ્રાણી બે પ્રકારના માનવામા આવ્યા છે (૧) બહિર્દૃષ્ટિ અને (૨) આતર્દૃષ્ટિ

બહિર્દૃષ્ટિ મનુષ્યો માટે સસાર અને તેના ભોગવિલાસ સર્વસ્વ છે તે સિવાય અન્ય માર્ગ–આત્મસાધાનો માર્ગ તેમને રુચિકર થતો નથી રાતદિન દામ અને કામમા તેમના જીવનની અમૂલ્ય ક્ષણો વ્યતિત થાય છે તેમને માટે સાસારિક કચન, કામિની આદિ વિષય જ આવશ્યક છે

પરંતુ જે આતરદૃષ્ટિ છે, જેના વિચારો આત્મા તરફ ઢળેલા છે, જે ક્ષણિક વૈષયિક સુખમા મુગ્ધ ન થતાં સ્થાયી આત્મકલ્યાણ માટે સતત સચેષ્ટ છે તેના આવશ્યક આધ્યાત્મિક સાધનારૂપ છે.

આતરદૃષ્ટિવાળો મનુષ્ય સાધક કહેવાય છે. તેને કોઈ પણ જડ પદાર્થ પોતાના સૌંદર્યથી પ્રલોભન આપી શકતો નથી. તેનુ આવશ્યક કર્મ એ જ હોય છે કે જેથી આત્મા સ્થાયી સુખનો અનુભવ કરે, કર્મ-મળને દૂર કરી સ્વાભાવિક નિર્મળતા પ્રાપ્ત કરે, સદા માટે સર્વ દુ.ખોથી છૂટી અને અજર-અમર પદ પ્રાપ્ત કરે.

જ્યારે આત્મામા સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર-રૂપ આધ્યાત્મિક જ્યોતિનો પૂર્ણ વિકાસ થાય છે ત્યારે આ અજર, અમર, સ્વાભાવિક અનત સુખ જીવાત્માને પ્રાપ્ત થઇ શકે છે. અને આ આધ્યાત્મિક જ્યોતિના વિકાસ વિના આવશ્યક ક્રિયા બની શકતી જ નથી.

સંક્ષેપમા સમ્યગ્જ્ઞાન આદિ ગુણોને પૂર્ણ કરવા માટે જે ક્રિયા અર્થાત્ સાધના અવશ્ય કરવા યોગ્ય છે તેનું નામ આવશ્યક છે.

૬

# આવશ્યકનું નિર્વચન

સંયુક્ત પદને તોડી અર્થનું સ્પષ્ટીકરણ કરવું તેનું નામ નિર્વચન છે ઉદાહરણ માટે પંકજ શબ્દ લઈએ પંકજનું શાબ્દિક નિર્વચન છે पंकाज्जायते इति पंकजः । જે પંક(કાદવ)થી ઉત્પન્ન થાય તે પંકજ અર્થાત્ કમળ છે.

આવશ્યકનું નિર્વચન અનેક આચાર્યોએ કર્યું છે અનુયોગદ્વાર સૂત્રના સુપ્રસિદ્ધ ટીકાકાર આચાર્ય મલધારી હેમચંદ્ર, આવશ્યક સૂત્રના ટીકાકાર આચાર્ય હરિભદ્ર અને મલયગિરિ, અને વિશેષાવશ્યક મહા ભાષ્યના ટીકાકાર આચાર્ય કોટિ આ સંબંધી ઘણું સુંદર વર્ણન કરે છે કોટ્યાચાર્યે વિશેષાવશ્યક ટીકામાં આ પ્રમાણે નિર્વચન કરેલ છે –

(૧) अवश्य करणाद् आवश्यकम् ।* જે અવશ્ય કરવામાં આવે તે આવશ્યક છે સાધુ અને શ્રાવક બન્ને પ્રતિદિન ક્રમશઃ દિન અને

* अवश्य कर्तव्यमावश्यकम् । श्रमणादिभिरवश्यम् उभयकालं क्रियत इति भाव ।
—આચાર્ય મલયગિરિ

રાત્રીના અંતમાં સામાયિક આદિ સાધના કરે છે તેથી તે સાધના આવશ્યક-પદ-વાચ્ય છે. ઉક્ત નિર્વચન અનુયોગદ્વાર સૂત્રની નિમ્નોક્ત ગાથા સાથે સહમત છે:-

समणेण सावण्ण य,
अवस्स कायव्वयं हवइ जम्हा ।
अन्तो अहो—निसस्स य
तम्हा आवस्सयं नाम ॥

(૨) आपाश्रयो वा इदं गुणानाम्, प्राकृतशैल्या आवस्सयं। પ્રાકૃત ભાષામાં આધારવાચક આપાશ્રય શબ્દ પણ "आवस्सय" કહેવાય છે. જે, ગુણોની આધારભૂમિ હોય, તે આવસ્સય (આપાશ્રય) છે. આવશ્યક આધ્યાત્મિક સમતા, નમ્રતા, આત્મનિરીક્ષણ આદિ સદ્ગુણોનો આધાર છે તેથી તે આપાશ્રય પણ કહેવાય છે.

(૩) गुणानां वश्यमात्मानं करोतीति।* જે આત્માને દુર્ગુણોથી હઠાવી ગુણોને આધીન કરે તે આવશ્યક છે. આ+વશ્ય=આવશ્યક.

* ज्ञानादिगुणानाम् आसमन्ताद् वश्या इन्द्रिय–कषायादिभावशत्रवो यस्मात् तद् आवश्यकम्। આચાર્ય મલયગિરિ કહે છે કે ઇંદ્રિય અને કષાય આદિ ભાવ-શત્રુને જે સાધના દ્વારા જ્ઞાનાદિ ગુણોથી પરાજિત કરવામાં આવે અર્થાત્ વશ કરવામાં આવે તે આવશ્યક છે. અથવા જ્ઞાનાદિ ગુણસમૂહ અને મોક્ષ ઉપર જે સાધના દ્વારા અધિકાર કરવામાં આવે તે આવશ્યક છે. "ज्ञानादि गुण कदम्बकं मोक्षो वा आसमन्ताद् वश्यं क्रियतेऽनेन इत्यावश्यकम्।"

દિગંબર જૈનાચાર્ય વટ્ટકેર મૂલાચારમાં કહે છે કે જે સાધક રાગ, દ્વેષ, વિષય, કષાયાદિને વશીભૂત ન બને તે અવશ કહેવાય છે, તે અવશનું જે આચરણ છે તે આવશ્યક છે.

"ण वस अवसो, अवसस्स कम्ममावासयंत्ति बोधव्वा।"

(૪) गुणशून्यमात्मानं गुणैरावासयतीति आवासकम्। ગુણોથી શૂન્ય આત્માને જે ગુણોથી વાસિત કરે તે આવશ્યક છે પ્રાકૃતમા આવાસક પણ "आवस्सय" બની જાય છે ગુણોથી આત્માને વાસિત કરવાનો અર્થ ગુણોથી યુક્ત કરવો એવો થાય છે

(૫) गुणैर्वा आवासक=अनुरञ्जक वस्त्रधूपादिवत्। આવસ્સયનું સંસ્કૃત રૂપ જે आवासक થાય છે તેનો અર્થ છે—' અનુરજન કરવુ " આત્માને જ્ઞાનાદિ ગુણોથી જે અનુરજિત કરે તે આવાસક છે

(૬) गुणैर्वा आत्मानं आवासयति=आच्छादयति, इति आवासकम्। વસ્ ધાતુનો અર્થ આચ્છાદન કરવુ પણ થાય છે તેથી જ્ઞાનાદિ ગુણો દ્વારા આત્માને જે આવાસિત (આચ્છાદિત) કરે તે આવાસક છે જો આત્મા જ્ઞાનાદિ ગુણોથી આચ્છાદિત રહે તો દુર્ગુણ રૂપ ધૂળ તેના ઉપર પડતી નથી

'आवस्सय' આવશ્યક ઉપર જે નિર્વચન આપેલ છે તેની આધાર ભૂમિ જિનભદ્ર ગણી ક્ષમાશ્રમણનુ વિશેષાવશ્યક ભાષ્ય છે જિજ્ઞાસુ પાઠકો ૮૭૭ અને ૮૭૮મી ગાથાઓ વાચી જાય

૭

# આવશ્યકના પર્યાયો

પર્યાય અર્થાન્તરનું નામ છે. એક પદાર્થનાં અનેક નામ પરસ્પર પર્યાયવાચી કહેવાય છે, જેમકે જળના વારિ, પય, સલિલ, નીર, તોય આદિ પર્યાયો છે.

અનુયોગદ્વાર સૂત્રમાં આવશ્યકના અવશ્ય-કરણીય, ધ્રુવ-નિગ્રહ, વિશોધિ, અધ્યયન ષટ્ક વર્ગ, ન્યાય, આરાધના અને માર્ગ એમ પર્યાયો બતાવ્યા છે:—

आवस्सयं अवस्स-करणिज्जं,
धुवनिग्गहो विसोही य।
अज्झयण-छक्कवग्गो,
नाओ आराहणा मग्गो ॥

૧. આવશ્યક—અવશ્ય કરવા યોગ્ય કાર્ય આવશ્યક કહેવાય છે. સામાયિક આદિની સાધના સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા દ્વારા અવશ્ય રૂપે કરવા યોગ્ય છે તેથી આવશ્યક છે. अवश्यं क्रियते आवश्यकम् ।

૨. અવશ્ય કરણીય—મુમુક્ષુ સાધકો માટે નિયમિત અનુષ્ઠાન હોવાથી અવશ્ય કરણીય છે

૩. ધ્રુવનિગ્રહ—કર્મો અનાદિ હોવાથી ધ્રુવ કહેવાય છે કર્મોનું ફળ જન્મ, જરા, મરણ આદિ સંસાર પણ અનાદિ છે, તેથી તે પણ ધ્રુવ કહેવાય છે જે કર્મ અને કર્મફળસ્વરૂપ સસારનો નિગ્રહ કરે છે તે ધ્રુવનિગ્રહ છે.

૪. વિશોધિ—કર્મમલિન આત્માની વિશુદ્ધિનો હેતુ હોવાથી આવશ્યક વિશોધિ કહેવાય છે.

૫. અધ્યયન ષટ્કવર્ગ—આવશ્યક સૂત્રના સામાયિક આદિ ૭ અધ્યયન છે, તેથી અધ્યયન ષટ્કવર્ગ કહેવાય છે

૬. ન્યાય—અભીષ્ટ અર્થની સિદ્ધિનો સમ્યક્ ઉપાય હોવાથી ન્યાય છે અથવા આત્મા અને કર્મના અનાદિ કાલીન સબધનું અપનયન કરવાથી ન્યાય કહેવાય છે આવશ્યકની સાધના આત્માને કર્મબધનથી મુક્ત કરે છે.

૭. આરાધના—મોક્ષની આરાધનાનો હેતુ હોવાથી આરાધના છે

૮. માર્ગ—મોક્ષપુરનો ઉપાય હોવાથી માર્ગ છે માર્ગનો અર્થ ઉપાય છે

ઉપર્યુક્ત પર્યાયવાચી શબ્દોમા થોડો અર્થભેદ હોવા છતા તેઓ મૂળત સમાનાર્થક છે.

૮

# દ્રવ્ય અને ભાવ આવશ્યક

જૈન દર્શનમાં દ્રવ્ય અને ભાવનું ઘણું ગંભીર અને સૂક્ષ્મ ચિંતન કરવામાં આવ્યું છે. અહીં પ્રત્યેક સાધના અને પ્રત્યેક વિચારનું દ્રવ્ય અને ભાવના ભેદથી નિરીક્ષણ કરવામાં આવે છે. બહિર્દષ્ટિવાળા મનુષ્યો દ્રવ્યપ્રધાન હોય છે અને આંતરદૃષ્ટિવાળા મનુષ્યો ભાવપ્રધાન હોય છે.

દ્રવ્ય આવશ્યકનો અર્થ છે—અંતરંગ ઉપાયો વિના, કેવળ પરંપરાના આધાર ઉપર પુણ્યફળની ઇચ્છા રૂપ દ્રવ્ય આવશ્યક હોય છે. દ્રવ્યનો અર્થ પ્રાણ રહિત શરીર થાય છે. પ્રાણ વિનાનું શરીર કેવળ દ્રવ્ય વસ્તુ છે, ગતિશીલ નહિ.

આવશ્યકના મૂળપાઠો ઉપયોગ કે વિચાર વિના બોલવા, અન્ય-મનસ્ક બની સ્થૂળ રૂપે ઊઠવાબેસવાની વિધિ કરવી, અહિંસા સત્યાદિ સદ્‌ગુણો પ્રત્યે નિરાદર ભાવ રાખી કેવળ શબ્દો સાથે ચોંટી રહેવું તે દ્રવ્ય આવશ્યક છે. રાત્રીદિવસ જિનાજ્ઞાની બહાર વિચરણ કરવું અને પછી પ્રાતઃસંધ્યાકાળે આવશ્યક સૂત્રોના પાઠો બોલી જવા તે કેવળ દ્રવ્ય આવશ્યક છે.

વિવેકહીન સાધના અંતર્જીવનમા પ્રકાશ આપી શકતી નથી આ દ્રવ્ય આવશ્યક સાધનાક્ષેત્રમા ઉપયોગી થતુ નથી તેથી અનુયોગ-દ્વાર સૂત્રમા કહ્યુ છે કે —

"जे इमे समणगुणमुक्कजोगी, छक्काय निरणुकपा, हया इव उद्दामा, गया इव निरंकुसा, घट्ठा, मट्ठा, तुप्पोट्ठा, पंडुरपड-पाउरणा, जिणाणमणाणाए सच्छदं विहरिऊण उभओ कालं आवस्सयस्स उवट्ठति, से तं लोगुत्तरियं दव्वावस्सयं।"

ભાવ આવશ્યકનો અર્થ છે–અંતરગ ઉપયોગ સાથે, લોક અને પરલોકની વાસના રહિત, યશ, કીર્તિ, સન્માન આદિની અભિલાષાથી શૂન્ય, મ ા, વચન, કાયાને નિશ્ચલ, નિષ્કપ, એકાગ્ર બનાવી, આવશ્યકની મૂળ ભાવનામા ઊતરી દિવસ અને રાત્રીના જીવનમા જિનાજ્ઞા અનુ સાર વિચરી આવશ્યક મનથી મૂળ પાઠોના અર્થનુ ચિંતન, મનન અને નિદિધ્યાસન કરી, નિજાત્માને કર્મ મળથી વિશુદ્ધ બનાવવા માટે ઉભય કાળ સામાયિક આદિની સાધના કરવામા આવે છે, તે ભાવ આવશ્યક છે

આ ભાવ આવશ્યક વિના આત્મશુદ્ધિ થઇ શકતી નથી આ ભાવ આવશ્યક વસ્તુત યોગ છે યોગનો અર્થ છે–"मोक्षेण योजनाद् योग" વાચક, યશોવિજયજી જ્ઞાન સારમા કહે છે, જે મોક્ષની સાથે યોજન (સંબધ) કરાવે તે યોગ કહેવાય છે ભાવ આવશ્યકમા સાધક પોતાની ચિત્તવૃત્તિ સંસારથી હટાવી મોક્ષ તરફ કેન્દ્રિત કરે છે, તેથી તે વાસ્તવિક યોગ છે પ્રાણાયામ આદિ હઠયોગ કેવળ શારીરિક યોગ છે, મનોરજન છે, તે આપણુ મોક્ષસ્વરૂપ દર્શાવી શકતા નથી

ભાવ આવશ્યકનુ સ્વરૂપ અનુયોગદ્વારમા આ પ્રમાણે આપ્યુ છે :–

"जं णं इमे समणो वा समणी वा सावओ वा साविया वा तच्चित्ते तम्मणे, तल्लेसे, तदज्झवसिए, तत्तिव्वज्झवसाणे, तदट्ठोवउत्ते, तदप्पियकरणे, तब्भावणाभाविए, अन्नत्थ कत्थइ मण अकरेमाणे उभओ कालं आवस्सयं करेंति; से तं लोगुत्तरियं भावावस्सयं।"

૯

# આવશ્યકના છ પ્રકાર

જૈન સંસ્કૃતિમાં જેને આવશ્યક કહે છે, તેને વૈદિક સંસ્કૃતિમાં નિત્યકર્મ કહે છે. વૈદિક સંસ્કૃતિમા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના ભિન્ન ભિન્ન કર્મો બતાવ્યા છે. બ્રાહ્મણના છ કર્મો છે—દાન લેવું, દાન દેવુ, યજ્ઞ કરવો, યજ્ઞ કરાવવો, સ્વયં વાચવું અને અન્યને શીખવવુ તે પ્રમાણે રક્ષા કરવી આદિ કર્મો ક્ષત્રિયના છે. વ્યાપાર કરવો, ખેતી કરવી, પશુનું પાલન કરવુ આદિ વૈસ્યકર્મ છે, અને બ્રાહ્મણ આદિ ઉચ્ચ વર્ગની સેવા કરવી તે શૂદ્રકર્મ છે.

અન્યત્ર બતાવ્યા પ્રમાણે બ્રાહ્મણ-સંસ્કૃતિ સંસારની ભૌતિક વ્યવસ્થામા અધિક રસ લે છે, તેથી તેનાં નિત્યકર્મોનું વિધાન પણ તેવા રગથી રંગાયેલુ છે ઉક્ત આજીવિકામૂળક નિત્ય કર્મનું એ પરિણામ આવ્યુ કે ભારતની જનતા ઉચ્ચ નીચના જાતીય ભેદભાવ-માં ફસાઇ ગઈ કોઈ પણ વ્યક્તિને માટે પોતાની યોગ્યતાનુસાર જીવનોપયોગી કાર્યક્ષેત્રમા પ્રવેશ કરવાનું મુશ્કેલ થયુ.

પરતુ જૈન સંસ્કૃતિ માનવતાને જોડનાર સંસ્કૃતિ છે, પૃથક્ કરનાર નહિ. તેમા કોઈ જાતિ માટે કોઇ ખાસ હક હોવાનું વિધાન

નથી. તેથી જૈન સંસ્કૃતિનાં ૭ આવશ્યક માનવમાત્ર માટે એક જ પ્રકારનાં છે. બ્રાહ્મણ હોય કે ક્ષત્રિય, વૈશ્ય હોય કે શૂદ્ર–ગમે તે હોય પણ તે સામાયિક કરી શકે છે, વંદન કરી શકે છે, પ્રતિક્રમણ કરી શકે છે. કોઈ પણ જાતના જાતિભેદભાવ વિના ૭ યે આવશ્યક કોઈ પણ વ્યક્તિ કરી શકે છે, શ્રાવક અને સાધુ ઉભય તેના સમાનાધિકારી છે. તેથી જૈન આવશ્યકની સાધના માનવમાત્ર માટે કલ્યાણકારી અને મંગળમય ભાવના પ્રદાન કરે છે.

અનુયોગદ્વાર સૂત્રમાં આવશ્યકના ૭ પ્રકાર દર્શાવ્યા છે – "सामाइयं, चउवीसत्थओ, वंदणयं, पडिक्कमण, काउस्सग्गो, पच्चक्खाण।"

૧. સામાયિક–સમભાવ, સમતા.

૨. ચતુર્વિંશતિસ્તવ–વીતરાગ દેવની સ્તુતિ.

૩. વંદન–ગુરુદેવોને વંદન.

૪. પ્રતિક્રમણ–સંયમમાં લાગેલ દોષોની આલોચના.

૫. કાયોત્સર્ગ–શરીરના મમત્વનો ત્યાગ.

૬. પ્રત્યાખ્યાન–આહારાદિની આસક્તિનો ત્યાગ,

અનુયોગદ્વાર સૂત્રમાં પ્રકારાન્તરથી પણ ૭ આવશ્યકનો ઉલ્લેખ કરેલ છે. તે કેવળ નામભેદ છે, અર્થભેદ નથી.

सावज्जोग-विरई, उक्कित्तण गुणवओ य पडिवत्ती।
खलियस्स निंदणा वणतिगिच्छ गुणधारणा चेव॥

૧. સાવદ્યયોગવિરતિ—પ્રાણાતિપાત, અસત્ય આદિ સાવદ્ય યોગોનો ત્યાગ કરવો. આત્મામાં અશુભ કર્મજળનો આશ્રવ

પાપ દ્વારા આવે છે, તેથી સાવદ્ય વ્યાપારોનો ત્યાગ કરવો તે જ સામાયિક છે.

૨. ઉત્કીર્તન—તીર્થંકર દેવો સ્વયં કર્મોનો ક્ષય કરી શુદ્ધ બન્યા છે અને અન્યને આત્મશુદ્ધિ માટે સાવદ્યયોગવિરતિનો ઉપદેશ આપી ગયા છે, તેથી તેમના ગુણોની સ્તુતિ કરવી તે ઉત્કીર્તન છે. તે ચતુર્વિંશતિસ્તવ આવશ્યક છે.

૩. ગુણવત્પ્રતિપત્તિ—અહિંસાદિ પાંચ મહાવ્રતોના ધારણ કરનાર સંયમી ગુણવાન છે, તેમને વંદના દ્વારા ઉચિત પ્રતિપત્તિ કરવી તે ગુણવત્પ્રતિપત્તિ છે. તે વંદન આવશ્યક છે.

૪. સ્ખલિતનિંદના—સંયમ ક્ષેત્રમાં વિચરતા સાધકથી પ્રમાદાદિના કારણથી સ્ખલન રહી જાય છે, તેની શુદ્ધબુદ્ધિથી પરમોત્તમ ભાવનાથી નિંદા કરવી તે સ્ખલિતનિંદના છે. દોષને દોષ માની લેવો તે જ વસ્તુત. પ્રતિક્રમણ છે.

૫. વ્રણચિકિત્સા—કાયોત્સર્ગનું જ બીજું નામ વ્રણચિકિત્સા છે સ્વીકૃત ચારિત્રસાધનામાં અતિચારરૂપ દોષ લાગે છે તે એક પ્રકારના ભાવવ્રણ (ઘા) બની જાય છે. કાયોત્સર્ગ એક પ્રકારનું પ્રાયશ્ચિત્ત છે, જે તે ભાવવ્રણ ઉપર ચિકિત્સાનું કાર્ય કરે છે

૬. ગુણધારણા—પ્રત્યાખ્યાનનો બીજો પર્યાય ગુણધારણા છે. કાયોત્સર્ગ દ્વારા ભાવવ્રણ ઠીક થઈ જતાં જ સાધકનું ધર્મ જીવન પોતાની ઉચિત સ્થિતિમા આવી જાય છે પ્રત્યાખ્યાન દ્વારા તે શુદ્ધ સ્થિતિને પુન: પરિપુષ્ટ કરવામાં આવે છે, અને પહેલાની અપેક્ષાએ તેને વધારે બળવાન બનાવવામાં આવે છે. કોઈ પણ ત્યાગરૂપ ગુણને નિરતિચાર ધારણ કરવો તે ગુણધારણા છે.

## ૧૦

# સામાયિક આવશ્યક

'સમ્' ઉપસર્ગપૂર્વક "ગતિ"અર્થવાળી "ઇણ્" ધાતુથી સમય શબ્દ બને છે. સમનો અર્થ એક જ ભાવ અને અયનો અર્થ ગમન છે. એક જ ભાવરૂપે બાહ્ય પરિણતિથી વિમુખ બની આત્મા તરફ ગમન કરવામાં આવે તેને સમય કહે છે. સમયનો ભાવ તે સામાયિક છે. *

ઉપરોક્ત નિર્વચનનો સંક્ષેપમાં એ ભાવ છે કે આત્માને મન, વચન, કાયાની પાપવૃત્તિથી રોકી આત્મકલ્યાણના એક નિશ્ચિત ધ્યેય તરફ લગાવી દેવો તેનું નામ સામાયિક છે. સામાયિક કરનાર સાધક બાહ્ય સાંસારિક દુર્વૃત્તિઓથી વિમુખ બની આધ્યાત્મિક કેંદ્ર તરફ વળે છે. અને તે મન, વચન અને કાયાને વશ કરે છે, કષાયોને સર્વથા દૂર હટાવે છે, રાગદ્વેષના દુર્ભાવો ઉપર વિજય મેળવી

*सम् एकीभावे वर्तते। तद्यथा, सगतं घृतं सगत तैलमित्युच्यत एकीभूतमीति गम्यते। एकत्वेन अयनं गमनं समय', समय एव सामायिकम्। समयः प्रयोजनमस्येति वा विगृह्य सामायिकम्।

—સર્વાર્થસિદ્ધિ ૭-૨૧

શત્રુ મિત્રને સમાન દૃષ્ટિથી જુએ છે તે શત્રુ ઉપર ક્રોધ કરતો નથી કે મિત્ર પર અનુરાગ કરતો નથી સાંસારિક પ્રત્યેક દ્વંદ્વમાં તે સમભાવ ધારણ કરે છે ફલત તેનુ જીવન સર્વથા નિર્દ્વંદ્વ બની શાંતિ ઓ સમભાવની લહેરોમા વહે છે –

जस्स सामाणिओ अप्पा,
सजमे नियमे तवे।
तस्स सामाइय होइ,
इइ केवलि भासियं॥
जो समो सव्वभूएसु,
तसेसु थावरेसु य।
तस्स सामाइय होइ,
इइ केवलि भासिय॥ ×

—અનુયોગદ્વાર સૂત્ર

સમ+આય અર્થાત્ સમભાવ રાખવો તે સામાયિક છે જે પ્રમાણે આપણે આપણા સુખ-સગવડો જોઈએ છીએ, પોતાના ઉપર સ્નેહ સદ્ભાવ રાખીએ છીએ તે પ્રમાણે અન્ય આત્માઓ પ્રત્યે પણ સહૃદય રહેવુ તે સામાયિક છે

બાહ્ય દૃષ્ટિનો ત્યાગ કરવો, આંતર્દૃષ્ટિને અપનાવવી, આત્મ નિરીક્ષણમા મનને જોડવુ વિષમ ભાવનો ત્યાગ કરવો, સમભાવમા

× જેનો આત્મા સયમમા નિયમમા તથા તપમા લીન છે, તેનું વસ્તુત સાચુ સામાયિક વ્રત છે, એવુ કેવળ જ્ઞાનીઓએ કહ્યુ છે

જે ત્રસ અને સ્થાવર સર્વે પ્રાણીઓ ઉપર સમભાવ રાખે છે, મૈત્રી-ભાવના રાખે છે, તેનુ વસ્તુત સાચુ સામાયિક વ્રત છે, એવુ કેવળ જ્ઞાનીઓએ કહ્યુ છે

સ્થિર બનવું, પૌદ્‌ગલિક પદાર્થોનુ મમત્વ છોડી આત્મસ્વરૂપમાં રમણ કરવું તે સામાયિકનો ઉચ્ચ આદર્શ છે. એવી સામાયિક સમસ્ત ધર્મક્રિયાઓ, સાધનાઓ, ઉપાસનાઓ અને સદાચરણો માટે આધારભૂત છે.

સમભાવરૂપ સામાયિક ધારણ કરવાથી માનવ-જીવન કષ્ટમય બનતું નથી, કારણ સંસારમાં મન, વચન, કાયાથી જે કષ્ટ થાય છે તે સર્વે વિષમ ભાવમાં જ થાય છે, અને તે વિષમ ભાવ સામાયિકમા હોતો નથી.

નામ, સ્થાપના, દ્રવ્ય, કાળ, ક્ષેત્ર અને ભાવ એ છ ભેદોથી સામ્યભાવરૂપ સામાયિક ધારણ કરવામા આવે છેઃ—

**(૧) નામ-સામાયિક**—કોઇ શુભ નામ હોય કે અશુભ હોય, પણ તે સાંભળી કોઇ પ્રકારનો રાગદ્વેષ ન કરવો તે નામ-સામાયિક છે.

સામાયિકધારી આત્મા શુભાશુભ નામોના પ્રયોગથી સ્તુતિ કે નિંદાના શબ્દો સાંભળતા એમ વિચારે છે કે કોઇએ શુભ કે અશુભ નામનો પ્રયોગ કર્યો તેથી શું? આત્મા તો શબ્દની સીમાથી અતીત છે. તેથી મારે વ્યર્થ રાગદ્વેષનો સંકલ્પ શા માટે કરવો જોઇએ?

**(૨) સ્થાપના-સામાયિક**—કોઇ પણ સ્થાપિત પદાર્થનુ સુરૂપ કે કુરૂપ જોઈ રાગદ્વેષ ન કરવો તે સ્થાપના-સામાયિક છે.

સામાયિકધારી આત્મા વિચાર કરે છે કે આ સ્થાપિત પદાર્થ છે તે હું નથી તેથી મારે તેની સાથે રાગદ્વેષ શા માટે કરવો જોઇએ? હું તો આત્મા છું, મને તે પદાર્થથી કાઇ લાભ હાનિ થતાં નથી.

(૩) દ્રવ્ય-સામાયિક—સોનું હોય કે માટી હોય, તે સર્વે સારા કે ખરાબ પદાર્થોમાં સમદર્શી ભાવ રાખવો તે દ્રવ્ય-સામાયિક છે.

સામાયિકધારી આત્મા એમ વિચાર કરે છે કે આ પુદ્ગળ દ્રવ્ય સ્વતઃ સુંદર અથવા અસુંદર છે જ નહિ. આપણું મન જ સુંદરતા, અસુંદરતા, બહુમૂલ્યતા, અલ્પમૂલ્યતા આદિની કલ્પના કરે છે. આત્માની દૃષ્ટિથી તો સુવર્ણ પણ માટી છે અને માટી પણ માટી છે. હીરા અને કાંકરા બન્ને જડ પદાર્થની દૃષ્ટિથી સમાન છે.

(૪) ક્ષેત્ર-સામાયિક—કોઈ સુંદર બાગ હોય કે કોઈ કાંટાથી ભરેલી ભૂમિ હોય ઉભયમાં સમભાવ રાખવો તે ક્ષેત્ર-સામાયિક છે.

સામાયિકધારી આત્મા એમ વિચાર કરે કે ગમે તેવું ક્ષેત્ર હોય, તે પર ક્ષેત્ર છે. મારું ક્ષેત્ર તો કેવળ આત્મા જ છે, તેથી હું તેમાં રાગદ્વેષ કરું તે કેવળ અયુક્ત છે. અનાત્મદર્શી જ પોતાનું નિવાસસ્થાન શહેર કે જંગલ માને છે. નિશ્ચયનયની દૃષ્ટિથી પ્રત્યેક પદાર્થ પોતાનામાં જ કેન્દ્રિત છે. જડ જડમાં રહે છે, આત્મા આત્મામાં.

(૫) કાળ-સામાયિક—વર્ષાઋતુ હોય, કે શીત હોય કે ગરમીની ઋતુ હોય, અનુકૂળ પવન હોય કે પ્રતિકૂળ, તે સર્વમાં સમભાવ રાખવો તે કાળ-સામાયિક છે.

સામાયિકધારી આત્મા એવું વિચારે છે કે તે સર્વે પુદ્ગળના વિકારો છે. મારું સ્વરૂપ તો અમૂર્ત છે, તેથી મારો તેની સાથે સ્પર્શ કેવી રીતે હોઈ શકે? મારાથી ભિન્ન સર્વે ભાવો વૈભાવિક છે, તેથી તે પરભાવજનિત વૈભાવિક ભાવોમાં મારે કોઈ પણ પ્રકારનો રાગદ્વેષ કરવો જોઈએ નહિ.

(૬) ભાવ-સામાયિક—સમસ્ત જીવો ઉપર મૈત્રીભાવ ધારણ કરવો, કોઇ સાથે કોઇ પણ પ્રકારનો વેર-વિરોધ ન રાખવો તે ભાવ-સામાયિક છે.

આ ભાવ-સામાયિક જ વાસ્તવિક ઉત્તમ સામાયિક છે. પૂર્વોક્ત પાંચે ય સામાયિક આમાં અંતર્ભાવ થઇ જાય છે. આધ્યાત્મિક સંયમી જીવનની મહત્તાનું દર્શન આ સામાયિકમાં થાય છે. ભાવ સામાયિક-ધારી આત્મા વિચાર કરે છે કે હું અજર, અમર, ચિતચમત્કાર ચૈતન્યસ્વરૂપ છું. વૈભાવિક ભાવોથી મારું કાંઇ સુધરતું કે બગડતુ નથી. તેથી જીવવામાં, મરવામાં, લાભમાં, અલાભમા, સંયોગમાં, વિયોગમાં, બધુમાં, શત્રુમાં, સુખમાં, દુ:ખમા હું શા માટે હર્ષ-શોક કરું? તે સર્વે કર્મોદયજન્ય વિકાર છે. વસ્તુતઃ નિશ્ચયનયની દૃષ્ટિથી તેની સાથે મારો કાંઇ પણ સંબંધ નથી. તેથી મારે તેમા સમભાવ જ રાખવો જોઇએ.

ભાવ સામાયિકના સંબંધમાં ભગવાન મહાવીરે અને પ્રાચીન જૈનાચાર્યોએ અત્યંત સુંદર નિરૂપણ કરેલું છે. સંક્ષેપમાં તેમાંના થોડા વિચારો અત્રે આપવામાં આવે છે —

"आया सामाइए, आया सामाइयस्स अट्ठे।

—ભગવતી સૂત્ર ૧/૯

—વસ્તુતઃ પોતાના શુદ્ધ સ્વરૂપમાં રહેલો આત્મા જ સામાયિક છે. સામાયિકનું પ્રયોજન પણ શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વરૂપ આત્મતત્ત્વની પ્રાપ્તિ છે.

सावज्ज-जोग-विरओ,
तिगुत्तो छसु संजओ
उवउत्तो जयमाणो,
आया सामाईयं होई

—આવશ્યક-નિર્યુક્તિ

—જ્યારે સાધક સાવદ્ય યોગથી વિરત બને છે, છ કાયના જીવો પ્રત્યે સંયત બને છે, મન, વચન, કાયાને એકાગ્ર કરે છે, સ્વ સ્વરૂપમાં ઉપયુક્ત થાય છે, યતના સહિત વિચરે છે ત્યારે તે (આત્મા) સામાયિક છે

सममेकत्वेन आत्मनि आयः आगमन परद्रव्येभ्यो निवृत्य उपयोगस्य आत्मनि प्रवृत्तिः समायः, 'आत्मविषयोपयोग इत्यर्थः।.. ,अथवा सम् समे रागद्वेषाभ्यामनुपहते मध्यस्थे आत्मनि आयः उपयोगस्य प्रवृत्तिः समायः, स प्रयोजनमस्येति सामायिकम्।

ગોમ. જીવ-ટીકા ગા. ૩૬૮

—પર દ્રવ્યથી નિવૃત્ત બની સાધકની જ્ઞાનચેતના જ્યારે આત્મસ્વરૂપમાં પ્રવૃત્ત બને છે ત્યારે ભાવ-સામાયિક થાય છે રાગદ્વેષથી રહિત માધ્યસ્થ ભાવાપન્ન આત્મા સમ કહેવાય છે, તે સમમાં ગમન કરવું તે ભાવ-સામાયિક છે.

भावसामायिकं सर्वजीवेषु मैत्रीभावोऽशुभपरिणामवर्जनं वा
—अनगार धर्मामृत टीका ८/१४

સંસારના સર્વે જીવો ઉપર મૈત્રીભાવ રાખવો, અશુભ પરિણતિનો ત્યાગ કરી શુદ્ધ પરિણતિમાં રમણ કરવું તે ભાવ સામાયિક છે.

આચાર્ય જિનભદ્ર ગણી ક્ષમાશ્રમણે વિશેષાવશ્યક ભાષ્યમાં ઘણા વિસ્તારથી ભાવ-સામાયિકનુ નિરૂપણ કરેલું છે.

આચાર્ય ભદ્રબાહુ આવશ્યક નિર્યુક્તિની ૭૯૬મી ગાથામાં સામાયિકના ત્રણ ભેદ બતાવે છે —

सामाइयं च तिविहं,
सम्मत्त सुयं तहा चरित्तं च।
दुविहं चेव चरित्तं,
अगारमणगारियं चेव ॥

—आवश्यक निर्युक्ति ७९६

—સામાયિકના ત્રણ ભેદ છે (૧) સમ્યકત્વ સામાયિક, (૨) શ્રુત સામાયિક અને (૩) ચારિત્ર સામાયિક સમભાવની સાધના માટે સમ્યકત્વ, શ્રુત અને ચારિત્ર પ્રધાન છે સમ્યકત્વથી વિશ્વાસની, શ્રુતથી વિચારોની અને ચારિત્રથી આચારની શુદ્ધિ થાય છે ત્રણે મળી આત્માને પૂર્ણ વિશુદ્ધ નિર્મળ બનાવે છે અને તેને પરમાત્મપદ ઉપર સ્થાપિત કરી દે છે.

વળી ચારિત્ર સામાયિકના અધિકારીભેદથી બે પ્રકાર છે: (૧) દેશ અને (૨) સર્વ. દેશનો અર્થ અંશ થાય છે ગૃહસ્થોની આચાર-સાધનાને દેશચારિત્ર કહે છે. તેઓ અહિંસાદિનું પૂર્ણ રૂપે પાલન કરી શકતા નથી પરતુ અશત કરે છે. સર્વનો અર્થ સમગ્ર અથવા

પૂર્ણ એવો થાય છે પંચ મહાવ્રતધારી સાધુઓ અહિંસા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહની સાધનાનું મન વચન, કાયાથી પૂર્ણરૂપે પાલન કરે છે, તેથી તેની આચાર-સાધના સર્વ ચારિત્ર કહેવાય છે

સામાયિકની સાધના ઘણી ઉચ્ચ છે આત્માનો પૂર્ણ વિકાસ સામાયિક વિના સર્વથા અસંભવ છે ધર્મક્ષેત્રની જેટલી અન્ય સાધનાઓ છે તે સર્વનું મૂળ સામાયિકમાં જ રહેલું છે વાચક, યશોવિજયજી સામાયિકની સંપૂર્ણ દ્વાદશાંગીરૂપ જિનવાણીનો સાર માનતા કહે છે —

सकलद्वादशाङ्गोपनिषद्भूत सामायिक सूत्रवत्

—तत्त्वार्थ वृत्ति १ १

આચાર્ય જિનભદ્ર વિશેષાવશ્યક ભાષ્યમાં સામાયિકને ચૌદ પૂર્વનો અર્થ-પિંડ કહે છે —

सामाइय संखेवो, चौद्दसपुव्वत्थपिंडोत्ति।

—गा २७९६

જૈન સંસ્કૃતિ સમપ્રધાન સંસ્કૃતિ છે તેમાં તપશ્ચરણ આદિ ઉગ્ર ક્રિયાકાંડનું મહત્ત્વ અવશ્ય છે, પરંતુ વાસ્તવિક મહત્ત્વ સમભાવનું છે, સમતાનું છે, સામાયિકનું છે જ્યાં સુધી સમભાવ રૂપી સામાયિક ન હોય ત્યાં સુધી કોટિકોટિ વર્ષો સુધી તપ કરનાર અવિવેકી સાધક કર્મક્ષય પણ કરી શકતો નથી સંથાર પઈન્નામાં કહ્યું છે કે —

ज अन्नाणी कम्म
खवेई बहुयाहिं वासकोडीहिं।
त नाणी तिहिं गुत्तो
खवेई ऊसास-मेत्तेण ॥

—અજ્ઞાની અને અસંયમી સાધક ક્રોડો વર્ષમાં તપશ્ચર્યા દ્વારા જેટલાં કર્મો નષ્ટ કરે છે, તેટલાં કર્મ ત્રિગુપ્તિધારી સંયમી અને વિવેકી સાધક એક શ્વાસ લેવા જેટલા અલ્પ કાળમાં નષ્ટ કરી નાખે છે.

સંયમશૂન્ય તપ તે તપ નથી, દેહદંડ છે. આ દેહદંડ નારકી જીવ પણ સાગરો સુધી સહે છે. પરંતુ તેમની કેટલી આત્મશુદ્ધિ થાય છે? ભગવતી સૂત્રના છઠ્ઠા શતકમાં પ્રશ્ન છે કે સાતમી નરકના નારકી જીવોની અધિક નિર્જરા થાય છે કે સંયમી શ્રમણ નિર્ગ્રંથના કર્મોની?

ભગવાન મહાવીર ઉત્તર આપે છે કે સંયમની સાધના કરતો શ્રમણ તપશ્ચરણ આદિ રૂપે થોડું પણ કષ્ટ સહન કરે છે તો તેને કર્મોની ઘણી નિર્જરા થાય છે. સુકાયેલા ઘાસનો પૂળો અગ્નિમાં નાખતાં કેટલો શીઘ્રતાથી બળી જાય છે? અગ્નિથી તપેલ લોઢાની તાવડી ઉપર જળબિંદુ કેવી રીતે સહસા નાશ પામે છે? તે પ્રમાણે સાધક પણ બળતી અગ્નિ છે, જેના પ્રતિક્ષણ કર્મોના દળિયા સહજમાં નાશ પામે છે.

આચાર્ય હરિભદ્ર આવશ્યક નિર્યુક્તિ ઉપર વ્યાખ્યા કરતી વખતે તપથી પહેલા સંયમનું સ્પષ્ટીકરણ કરતાં કહે છે કે—સંયમ ભવિષ્યમાં બનતા કર્મોના આશ્રવનો નિરોધ કરનાર છે તેથી તે મુખ્ય છે. સંયમ-પૂર્વકનું જ તપ વસ્તુતઃ સફળ બને છે, અન્યથા નહિ.

'संयमस्य प्रागुपादानमपूर्वकर्मागमनिरोधोपकारेण प्राधान्यख्यापनार्थम्। तत्पूर्वकं च वस्तुतः सफलं तपः।'

સંયમ અને તપના અંતરને સમજવા માટે એક ઉદાહરણ છે. કોઈ ગૃહસ્થના ઘર ઉપર ચોરોનું આક્રમણ થયું. થોડા ચોર ઘરમા પેસી ગયા અને બીજા ઘરની બહાર તૈયાર થઈ ઉભેલા છે. હવે આવી પરિસ્થિતિમાં ગૃહસ્થનું કર્તવ્ય શું છે? તે પહેલાં અંદર પેસી ગયેલા ચોરો સાથે લડે કે પહેલાં ઘરના બારણાં બંધ કરી દે? જો પહેલાં દરવાજો બંધ ન કરે અને અંદરના ચોરો સાથે લડવાનું શરૂ કરી દે તો તેમની મદદે તરત બહારના ચોરો અંદર આવશે અને આ પ્રમાણે ચોરોની શક્તિ ઘટવાને બદલે વધશે. સમજનાર ગૃહસ્થ તો પહેલા ઘરના દરવાજા બંધ કરી પછી અંદરના ચોરો સાથે સંઘર્ષ કરશે.

સંયમ ભાવિ પાપાશ્રવને રોકે છે અને તપશ્ચરણ પહેલાંનાં સંચિત કર્મોનો ક્ષય કરે છે. જ્યાં અન્ય ધર્મો કેવળ તપ ઉપર વજન મૂકે છે ત્યાં જૈન ધર્મ સંયમને અધિક મહત્ત્વ આપે છે. જૈન ધર્મની સામાયિક તે સંયમની સાધના છે, જે ભવિષ્યમાં આવનાર પાપાશ્રવને રોકીને અંદરનાં કર્મો સાથે લડાઈ કરવાની કળા છે. આ યુદ્ધકળા જ વસ્તુતઃ મુક્તિના સામ્રાજ્ય ઉપર અધિકાર મેળવી આપે છે.

સામાયિકનુ ઘણું મહત્ત્વ છે. તે આવશ્યકનું આદિ મંગળ છે. અખિલ મંગળનું મૂળ નિર્વાણ છે અને તે નિર્વાણ સામાયિક દ્વારા જ પ્રાપ્ત થઈ શકે છે. તેથી સામાયિક મંગળ છે. આચાર્ય જિનદાસ કહે છે કે:—

आदिमंगलं सामाइयज्झयणं।...सव्व मंगलनिहाणं निव्वाणं पाविहितित्तिकाऊण सामाइयज्झयणं मंगलं भवति।

—આવશ્યકચૂર્ણિ

સામાયિક વિશ્વનાં સર્વે પ્રાણીઓ પ્રત્યે સમતાની સાધના છે. આ સમતા જ વસ્તુતઃ સર્વે મંગળોનું નિધાન છે. સમભાવની દૃષ્ટિથી પણ સામાયિક આદિમંગળ છે–

"जो य समभावो सो कहं सव्वमंगलनिधाणं ण भविस्सति ?"

—આવશ્યક-ચૂર્ણિ

સામાયિકની ઉત્કૃષ્ટ સાધનાથી થતા લાભનું તો કહેવું જ શું? જો જઘન્ય રૂપે પણ સામાયિકરૂપ સમભાવનો સ્પર્શ કરવામાં આવે તો સાધક સંસારનો અંત કરે છે, તે સાત-આઠ જન્મથી અધિક જન્મ કરતો નથી.

"सत्तट्ठभवग्गहणाइ पुण नाइक्कमइ।"

—ભગવતી સૂત્ર. ૮/૧૦

તેથી સામાયિકથી એક ક્ષણ માટે પણ પરાઙ્મુખ થવું હિતકારી નથી. આપણા જીવનના શ્વાસોચ્છ્વાસ ઉપર સામાયિકની અંતર્વીણાનો નાદ ગુંજવો જોઈએ, ત્યારે જ આપણે જીવનને મંગળમય બનાવી શકીએ.

સામાયિક તે આત્મધર્મ છે. મરુદેવી માતાએ હાથીના હોદ્દા ઉપર બેસીને પણ સામાયિકની સાધના કરી અને મોક્ષ પહોંચ્યાં. ઈલાપુત્ર એક નટ હતો, જે વાંસ ઉપર ચઢીને નાચતો હતો. તેના અંતર્જીવનમાં સમ-ભાવની એક નાનકડી લહેર પેદા થઈ, તે વિસ્તૃત બની અને એટલી બધી વિસ્તૃત બની કે અંતર્મુહૂર્તમાં વાસ ઉપર જ કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. આ સામાયિકનો ચમત્કાર છે. રાગદ્વેષના પ્રસંગમાં સમભાવ ધારણ કરવો તે જ સામાયિક છે.

સામાયિકની જ્યોતિને કોઈ વેશ કે જાતિમાં બાંધવી તે સામાયિકનું અપમાન છે, અને સામાયિકનું અપમાન તે સ્વયં જૈન ધર્મનું અપમાન છે.

સામાયિક સમભાવમાં છે માધ્યસ્થ ભાવમાં છે ભગવતી સૂત્રમાં એક મહત્ત્વપૂર્ણ પ્રશ્નોત્તર છે તે દ્રવ્યલિંગની અપેક્ષાએ ભાવલિંગને અધિક મહત્ત્વ આપે છે દ્રવ્યલિંગ કોઈ પણ હોય, સામાયિકની જ્યોતિ તેમાં સ્ફુરી શકે છે, પરંતુ ભાવલિંગ કષાય વિજયરૂપ જૈનત્વ સર્વત્ર એક મ હોવું જોઈએ તેના વિના સર્વ શૂન્ય છે, અંધકાર છે

सामाइयसंजएण भते। किं सलिंगे होज्जा, अन्नलिंगे होज्जा, गिहिलिंगे होज्जा?

दव्वलिंग पडुच्च सलिंगे वा होज्जा, अन्नलिंगे वा होज्जा, गिहलिंगे वा होज्जा। भावलिंगं पडुच्च नियमा सलिंगे होज्जा।

—ભગવતી સૂત્ર ૨૫/૭

સામાયિકમાં પાપાચારનો નિષેધ કરેલ છે, ધર્માચારનો નહિ. કોઈ જીવને મરતો બચાવવો તે ધર્માચાર છે, અતઃ સામાયિકમાં તેનો નિષેધ નથી. આવશ્યક-અવચૂરિમાં સામાયિકનું નિર્વચન કરતાં કહ્યું છે કેઃ-

"सामाइयं नाम सावज्जजोगपरिवज्जणं,
निरवज्ज-जोग-पडिसेवणं च।"

—'સાવદ્ય યોગોનો ત્યાગ કરવો અને નિરવદ્ય યોગોમા પ્રવૃત્તિ કરવી તે સામાયિક છે.'

હું પૂછું છુ કે દુર્બળની રક્ષા કરવી, કોઈ ઊંચેથી પડતા જીવને સહાય આપી બચાવી લેવો, કોઈ નિર્બળ જીવની હત્યા કરનાર સબળને રોકવો તેમા કયો સાવદ્ય યોગ છે? કયુ પાપ છે? એથી તો મનમાં નિઃસ્વાર્થ કરુણા ભાવનો સંચાર થવાથી તે સમ્યક્ત્વની શુદ્ધિનો માર્ગ છે, મોક્ષનો માર્ગ છે. પાપમળને ધોવા માટે અનુકંપા હૃદયક્ષેત્રની પવિત્ર ગંગા છે. અનુકંપા વિના સામાયિકનો કાંઈ અર્થ નથી.

જેવો જ્યોતિ વિનાનો દીપક હોય છે તેવી સ્થિતિ અનુકંપાના અભાવમાં સામાયિકની છે. જ્યોતિ વિનાનો દીપક તે દીપક નથી, માટીનો પિંડ છે. જેના હૃદયમા દયા, અનુકંપા ઓતપ્રોત થયેલ હોય તે જ સામાયિકનો સાચો અધિકારી છે. આચાર્ય હરિભદ્ર આવશ્યક બૃહદ્વૃત્તિમાં લખે છે કે —

'अनुकम्पा प्रवणचित्तो जीवः सामायिक लभते, शुभपरिणामयुक्तत्वाद वैद्यवत्।'

આચાર્ય ભદ્રબાહુ સ્વામીએ આવશ્યક-નિર્યુક્તિમાં સામાયિક, સમયિક, સમ્યગ્વાદ આદિ આઠ નામોનો ઉલ્લેખ કર્યો છે. તેમાથી

સમકિત શબ્દનો અર્થ પણ સર્વે જીવો ઉપર સમ્યક રૂપે દયા કરવી એવો છે આચાર્ય હરિભદ્ર સામયિકની વ્યુત્પત્તિ કરે છે કે—

'समिति सम्यक् शब्दार्थ उपसर्ग, सम्यग् अय समय—सम्यग् दयापूर्वकं जीवेषु गमनमित्यर्थं । समयोऽस्यास्तीति, अत इनि ठना (पा० ५ २ ११५) विति ठन् समयिकम्।

સામાયિક માટે વિસ્તારથી લખ્યુ છે, એટલા વિસ્તારની આવશ્યકતા પણ હતી અધિક જિજ્ઞાસુએ લેખકનુ 'સામાયિક સૂત્ર * વાચી જવુ

---

*જુઓ અમારા તરફથી પ્રકાશિત થયેલ "સામાયિક સૂત્ર"

૧૧

# ચતુર્વિંશતિ સ્તવ આવશ્યક

સામાયિક આવશ્યકને સાવદ્યયોગ-વિરતિ પણ કહે છે. અનુયોગ-દ્વાર સૂત્રમાં તે નામનો ઉલ્લેખ છે. તે સાવદ્યયોગથી નિવૃત્તિ શીઘ્રતાથી કેવી રીતે પ્રાપ્ત થઈ શકે?

સાવદ્યયોગની શીઘ્રાતિશીઘ્ર નિવૃત્તિ થવા માટે, સમભાવ તરફ પૂર્ણ પ્રગતિ કરવા માટે, સાધકને તદનુરૂપ મહત્ત્વશાળી ઉચ્ચ આલંબનની અપેક્ષા રહે છે. જ્યા સુધી કોઈ મહાન્ આદર્શ સાધક સામે ઉપસ્થિત ન હોય ત્યાં સુધી કોઈ પણ વસ્તુથી નિવૃત્ત થવું તેને માટે મુશ્કેલ છે. તો સાવદ્યયોગનો ઉપદેશ કોણ આપે છે? સાવદ્યયોગની નિવૃત્તિ પૂર્ણતઃ કોના જીવનમા ઊતરી છે? સમભાવ રૂપ સામાયિકનું સૌથી મહાન્ પ્રતિનિધિત્વ કોણ ધરાવે છે? આધ્યાત્મિક સાધનાક્ષેત્ર ઉપર દૃષ્ટિ કરવાથી આ પ્રશ્નોનો ઉત્તર મળે છે કે–*શ્રી તીર્થંકર ભગવાન, વીતરાગ દેવ'

---

*જે સાધના દ્વારા સંસારસાગર પાર કરવામા આવે છે તે તીર્થ છે.
"संसारसागर तरन्ति येन तत्तीर्थम्।"–નંદીસૂત્ર વૃત્તિ.
તીર્થ ધર્મને કહે છે, તેથી જે ધર્મના આદિકર્તા છે, પ્રવર્તક છે, તે તીર્થંકર છે.
"तीर्थमेव धर्म. तत्यादिकर्तारस्तीर्थकराः."–આવશ્યક-ચૂર્ણિ
વર્તમાન કાળચક્રમાં ભગવાન ઋષભદેવથી ભગવાન મહાવીર સુધી ચોવીસ તીર્થંકર થયા છે. ચતુર્વિંશતિ સ્તવ માટે "લોગસ્સ ઉજ્જોયગરે" નામના સ્તુતિપાઠનો પ્રયોગ કરવામાં આવે છે.

આ ચતુર્વિંશતિ સ્તવ, જેનું બીજું નામ અનુયોગદ્વાર સૂત્રમાં ઉત્કીર્તન પણ છે, તે સામાયિક સાધના માટે આલંબનરૂપ છે. ચોવીસ તીર્થંકર, જે ત્યાગ-વૈરાગ્યના, સંયમ સાધનાના મહાન્ આદર્શ છે તેમની સ્તુતિ કરવી, કીર્તન કરવાં તે ચતુર્વિંશતિ સ્તવ આવશ્યક છે.

તીર્થંકર દેવોની સ્તુતિથી સાધકને મહાન્ આધ્યાત્મિક બળ મળે છે, સાધનાનો માર્ગ પ્રશસ્ત બને છે, જડ અને મૃત શ્રધ્ધા સજીવ અને મૂર્તિવંત બને છે, ત્યાગ અને વૈરાગ્યનો મહાન આદર્શ દૃષ્ટિ સન્મુખ પ્રકાશ વેરે છે.

તીર્થંકરોની ભક્તિ દ્વારા સાધક પોતાના અહંભાવનો નાશ કરે છે, સદ્ગુણો પ્રત્યેના અનુરાગમાં વૃદ્ધિ કરે છે, તેથી પ્રશસ્ત ભાવોની, કુશળ પરિણામોની ઉપલબ્ધિ કરી સંચિત કર્મોને એવી શીઘ્રતાથી નાશ કરી દે છે, કે જે પ્રમાણે અગ્નિની એક નાની ચિનગારીથી ઘાસનો ઢગલો ભસ્મિભૂત થઈ જાય છે. આચાર્ય ભદ્રબાહુ સ્વામી કહે છે કે– "भत्तीय जिणवराण, खिज्जती पुव्वसचिया कम्मा–આવશ્યક-નિર્યુક્તિ,૧૦૭૬

કર્મોનો નાશ થવાથી આત્મા જ્યારે શુદ્ધ નિર્મળ બની જાય છે ત્યારે તે ભક્તની કોટિમાંથી ભગવાનના પદ ઉપર પહોંચે છે. જૈન ધર્મનો આદર્શ છે કે પ્રત્યેક આત્મા પોતાના અંતરંગ સ્વરૂપની દૃષ્ટિથી પરમાત્મા જ છે, ભગવાન જ છે. તે કર્મનો પરદો છે, મોહ માયાનું આવરણ છે કે જેણે આત્માના અખંડ તેજને અવરુદ્ધ કરેલ છે. જ્યારે તે પરદો હટાવી દેવામાં આવે ત્યારે આ આત્મા અને પરમાત્મામાં કોઈ ભેદ કે ભિન્નતા રહેતી નથી.

તીર્થંકર વીતરાગ દેવોના સ્મરણ તથા સ્તુતિથી આપણે પાપોનાં બંધનનો કેવી રીતે નાશ કરી શકીએ તે એક પ્રશ્ન ઉપસ્થિત થઈ

શકે છે. આત્મામાંથી પરમાત્મા કેવી રીતે બની શકાય છે?

નાના બાળકને અન્ય બાળકો સાથે રમતાં તમે જોયું હશે. તે નાનું બાળક પોતાના વિચારાનુસાર જે બાળકને સારું સમજે છે, જે રમત સારી સમજે છે તેનું અનુકરણ કરી લે છે. તે બાળક મોટું થતાં પાઠશાળામાં જાય છે ત્યાં પણ જે વિદ્યાર્થીનો આદર્શ જુએ છે તેનું અનુકરણ કરી લે છે.

મનુષ્ય કોઈ માનસિક આદર્શ વિના એક ક્ષણ પણ રહી શકતો નથી. મનુષ્યનું સંપૂર્ણ જીવન માનસિક આદર્શો પ્રત્યે ગતિશીલ હોય છે, અરે મરતી વખતે પણ મનુષ્યનો જેવો સંકલ્પ હોય છે તેવી જ ગતિ તે મેળવે છે. 'મતિ તેવી ગતિ' એ લોકોક્તિ અક્ષરશઃ સત્ય છે. મનુષ્ય જેવું વિચારે છે તેવો જ તે બની જાય છે "श्रद्धामयोऽयं पुरुष यो यच्छ्रद्ध स एव सः।" તેથી ઉપાસક પોતાના અંતર્હૃદયમાં ત્યાગમૂર્તિ તીર્થંકર દેવોનું સ્મરણ કરે તો અવશ્ય તેનો આત્મા પણ અપૂર્વ અલૌકિક ત્યાગ-વૈરાગ્યની ભાવનાઓથી અંકિત બની જાય છે.

આધ્યાત્મિક શક્તિશાળી મહાન આત્માઓનું સ્મરણ કરવાથી વસ્તુતઃ આધ્યાત્મિક બળ મેળવી શકાય છે. તીર્થંકર દેવો જ્ઞાનની અપાર જ્યોતિર્મય છે, તેથી જે સાધક તેમનું સ્મરણ કરે છે, તેમને પોતાના મન-મંદિરમાં સ્થાપિત કરે છે, તે તેમના જેવો જ બની જાય છે. यादृशी दृष्टिस्तादृशी सृष्टिः।

ભગવત્-સ્તુતિ અંતઃકરણનું સ્નાન છે. તેથી આપણને સ્ફૂર્તિ, પવિત્રતા અને બળ મળે છે. ભગવત્ સ્તુતિનો અર્થ છે—ઉચ્ચ નિયમો, સદ્ગુણો અને ઉચ્ચ આદર્શોનું સ્મરણ કરવું તે.

એક વાત અહીં સ્પષ્ટ કરવા યોગ્ય છે તે એ કે જૈન ધર્મ વૈજ્ઞાનિક ધર્મ છે તેમા કાલ્પનિક આદર્શો માટે સ્થાન નથી તેથી અહીં પ્રાર્થના કાલ્પનિક કે ખૂબ લાગી બનાવવામા આવી નથી જૈન દર્શન એ પણ માનતું નથી કે કોઈ મહાપુરુષ કોઈને કાંઈ આપી શકે છે જે કાંઈ કરવાનુ છે તે આપણે સ્વય કરવાનુ છે મહાપુરુષોને તો આપણે તેમા નિમિત્ત માનીએ છીએ તેમનાથી આપણને કેવળ આધ્યાત્મિક પ્રેરણા મળે છે આપણે કાંઈ પુરુષાર્થ કરવો નહિ અને કેવળ પ્રાર્થનાથી સંતુષ્ટ થઈ પરમાત્મા આપણને અભીષ્ટ સિદ્ધિ પ્રદાન કરે એવુ બન્યુ નથી, બનતું નથી બનશે પણ નહિ

જો કોઈ મનુષ્ય ભગવાન પાસે પ્રાર્થના કરે કે હે ભગવાન ! હું પાપી છુ દુરાચારી છુ, તમે મારો ઉદ્ધાર કરો, તમારા વિના હું ઉદ્ધાર કરી શકુ તેમ છુ ? તો એવો મનુષ્ય જૈન ધર્મનો પ્રતિનિધિ હોઈ ન શકે સ્વય ઊઠવાનો પ્રયાસ ન કરવો, વિકાસ તરફ પગલા ન માંડવા અને કેવળ ભગવાનને ઉઠાડવાની પ્રાર્થના કરવી તે સર્વથા નિરર્થક છે

આવી વિવેકશૂન્ય પ્રાર્થનાએ તો માનવજાતિને દીન, હીન અને પુરુષાર્થરહિત બનાવી દીધી છે સદાચારની મર્યાદાને આવી પ્રાર્થનાથી મોટો ધક્કો લાગ્યો છે હજારો મનુષ્યો આવી પ્રાર્થનાના ભરોસાથી પરમાત્માને પોતાના પાપના ઉદ્ધારક સમજી મોજ માનતા રહે છે અને કદી પણ સ્વપુરુષાર્થનો ભરોસો કરી સદાચારના પથ ઉપર ચાલતા નથી

તેથી જૈન ધર્મ ક્રિયાત્મક સાધના ઉપર ભાર દે છે જૈન ધર્મ ભગવાનના સ્મરણને પણ ઉચ્ચ માને છે, કિંતુ તેને જ સર્વસ્વ માનતો નથી જૈન ધર્મ અનુસાર ભગવત્સ્તુતિ આપણી પ્રસુપ્ત અંતર ચેતનાને જાગૃત કરવા માટે મદદકારી સાધન છે આપણે સ્વય સદાચારના

પથ ઉપર ચાલી તે ચેતનાને જાગૃત કરવાનો પ્રયત્ન કરીએ છીએ. અને તેમાં ભગવાનની સ્તુતિ આપણને આદર્શ પ્રદાન કરી પ્રેરણા સ્વરૂપ બને છે.

જૈન ધર્મના સુપ્રસિદ્ધ વિદ્વાન આચાર્ય જિનદાસ ગણિએ આ સંબંધમાં સ્પષ્ટ કહ્યું છે કે કેવળ તીર્થંકર દેવોની સ્તુતિ કરવા માત્રથી મોક્ષ કે સમાધિ આદિની પ્રાપ્તિ થઈ શકતી નથી. ભક્તિ અને સ્તુતિ સાથેસાથે તપ અને સંયમની સાધનામા ઉદ્યમ કરવો પણ અતીવ આવશ્યક છે.

"न केवलाए तित्थगरत्थुतीए एताणि
आरोग्गादीणि लब्भति, किंतु तव संजमुज्जमेण।"

—આવશ્યક-ચૂર્ણિ

એક વાત અહીં સ્પષ્ટ કરવા યોગ્ય છે તે એ કે જૈન ધર્મ વૈજ્ઞાનિક ધર્મ છે તેમા કાલ્પનિક આદર્શો માટે સ્થાન નથી તેથી અહીં પ્રાર્થના કાલ્પનિક કે ખૂબ લાંબી બનાવવામા આવી નથી જૈન દર્શન એ પણ માનતુ નથી કે કોઈ મહાપુરુષ કોઈને કાંઈ આપી શકે છે જે કાંઈ કરવાનુ છે તે આપણે સ્વય કરવાનુ છે. મહાપુરુષોને તો આપણે તેમા નિમિત્ત માનીએ છીએ. તેમનાથી આપણને કેવળ આધ્યાત્મિક પ્રેરણા મળે છે. આપણે કાંઈ પુરુષાર્થ કરવો નહિ અને કેવળ પ્રાર્થનાથી સંતુષ્ટ થઈ પરમાત્મા આપણને અભીષ્ટ સિદ્ધિ પ્રદાન કરે એવુ બન્યુ નથી, બનતું નથી, બનશે પણ નહિ

જો કોઈ મનુષ્ય ભગવાન પાસે પ્રાર્થના કરે કે હે ભગવાન' હું પાપી છુ, દુરાચારી છુ, તમે મારો ઉદ્ધાર કરો, તમારા વિના હું શું કરી શકુ તેમ છુ ? તો એવો મનુષ્ય જૈન ધર્મનો પ્રતિનિધિ હોઈ ન શકે સ્વત ઊઠવાનો પ્રયાસ ન કરવો, નિકામ તરફ પગલા ન માંડવા અને કેવળ ભગવાનને ઉઠાડવાની પ્રાર્થના કરવી તે સર્વથા નિરર્થક છે.

આવી વિવેકશૂન્ય પ્રાર્થનાઓ તો માનવજાતિને દીન, હીન અને પુરુષાર્થરહિત બનાવી દીધી છે. સદાચારની મર્યાદાને આવી પ્રાર્થનાથી મોટો ધક્કો લાગ્યો છે હજારો મનુષ્યો આવી પ્રાર્થનાના ભરોસાથી પરમાત્માને પોતાના ભાવિ ઉદ્ધારક સમજી મોજ માનતા રહે છે અને કદી પણ સ્વય પુરુષાર્થનો ભરોસો કરી સદાચારના પથ ઉપર ચાલતા નથી

તેથી જૈન ધર્મ ક્રિયાત્મક સાધના ઉપર ભાર દે છે. જૈન ધર્મ ભગવાનના સ્મરણને ઘણું ઉચ્ચ માને છે, કિંતુ તેને જ સર્વસ્વ માનતો નથી જૈન ધર્મ અનુસાર ભગવત્-સ્તુતિ આપણી પ્રસુપ્ત અંતર ચેતનાને જાગૃત કરવા માટે સહકારી સાધન છે. આપણે સ્વય સદાચારના

વંદન આવસ્યકની શુદ્ધિ માટે એ જાણવું જરૂરી છે કે વંદનીય કેવા હોવા જોઈએ? તે કેટલા પ્રકારના છે? અવંદનીય કોણ છે? અવંદનીય માણસોને વંદન કરવાથી કયો દોષ લાગે છે? વંદન કરતી વખતે કયા દોષો ટાળવા જોઈએ? આટલું જાણ્યા વિના સાધક વંદનાવસ્યકના ફળનો અધિકારી બનતો નથી.

માનવમસ્તક વ્યર્થ કોઈના ચરણોમા ઝુકાવવા માટે નથી. સર્વ પ્રત્યે નમ્ર બનવુ તે એક વાત છે અને પૂજ્ય સમજી સર્વાત્મના આત્મસમર્પણ કરી વદન કરવું તે અન્ય વાત છે. જૈન ધર્મ ગુણનો પૂજક છે. તે પૂજ્ય વ્યક્તિના સદ્‌ગુણ જોઈને જ તેની આગળ શિર ઝુકાવે છે.

આધ્યાત્મિક ક્ષેત્રની વાત તો નિરાળી છે, પરંતુ જૈન ઇતિહાસમાં સાધારણ સાંસારિક ગુણહીન વ્યક્તિને વદન કરવુ તે પણ પાપ માનવામાં આવે છે. અસંયમીને, પતિતને વદન કરવાનો એ અર્થ થાય છે કે અસંયમ અને પતનને અધિક ઉત્તેજન આપવું. જે સમાજ આ સંબંધે વિવેક ભૂલી જાય છે તે પાપાચાર, દુરાચારને નિમંત્રે છે.

આચાર્ય ભદ્રબાહુ આવસ્યક નિર્યુક્તિમાં કહે છે કે જે મનુષ્ય ગુણહીન અવંદ્ય વ્યક્તિને વદન કરે છે તેથી તેને તેનાં કર્મોની નિર્જરા થતી નથી તેમજ કીર્તિ પણ મળતી નથી, પરંતુ અસંયમ અને દુરાચારને અનુમોદન આપવાથી કર્મોનો બંધ થાય છે. તેવું વંદન વ્યર્થ કાયક્લેશ છે.

पासत्थाई वंदमाणस्स
नेव कित्ती न निज्जरा होई।
काय-किलेसं एमेव
कुणई तह कम्मबंधं च ॥११०८॥

પામે છે, તેનો જ આદર થાય છે. તે પ્રમાણે જે મુનિ દ્રવ્ય-ભાવ બન્ને પ્રકારે ચારિત્રસંપન્ન હોય, જે પોતાની આત્મસાધના માટે અંદર અને બહારથી એકરૂપ હોય તે મુનિ જ સાધના જગતમા અભિવંદનીય બને છે તેનાથી સાધક આત્મ-કલ્યાણની શિક્ષા ગ્રહણ કરી શકે છે વંદન આવશ્યકની સાધના માટે એવા ગુરુને વંદન કરવુ જોઈએ.

વંદન આવશ્યકનુ યથાવિધિ પાલન કરવાથી વિનયની પ્રાપ્તિ થાય છે, અહંકાર અર્થાત્ ગર્વનો (આત્મગૌરવનો નહિ) નાશ થાય છે, ઉચ્ચ આદર્શોનુ સ્પષ્ટ રીતે જ્ઞાન થાય છે, ગુરુજનોની પૂજા થાય છે, તીર્થંકરોની આજ્ઞાનું પાલન થાય છે અને શ્રુત ધર્મની આરાધના થાય છે. આ શ્રુત ધર્મની આરાધના આત્મશક્તિઓનો ક્રમિક વિકાસ કરતી અનતોગત્વા મોક્ષનું કારણ બને છે.

ભગવતી સૂત્રમા બતાવ્યુ છે કે ગુરુજનોનો સત્સંગ કરવાથી શાસ્ત્ર-શ્રવણનો લાભ થાય છે, શાસ્ત્ર શ્રવણથી જ્ઞાન થાય છે, જ્ઞાનથી વિજ્ઞાન થાય છે અને ત્યાર બાદ ક્રમશ પ્રત્યાખ્યાન, સંયમ, અનાશ્રવ, તપ, કર્મનાશ, અક્રિયા અને સિદ્ધિનો લાભ થાય છે.

सवणे णाणे य विण्णाणे,
पच्चक्खाणे य संजमे।
अणण्हए तवे चेव,
वोदाणे अकिरिया सिद्धी ॥

ભગ ૨/૫/૧૧૨

ગુરુવંદનની ક્રિયા ઘણી મહત્ત્વની છે સાધકે તે તરફ ઉદાસીન ભાવ ન સેવવો જોઈએ. મનના કણ કણમાં ભક્તિભાવનાનો નિર્મળ સ્રોત વહાવ્યા વિના વંદન દ્રવ્યવંદન બની જાય છે, અને તે સાધકના

જીવનમાં કોઈ પ્રકારની ઉત્ક્રાંતિ લાવી શકતું નથી. જે વંદનની આધારભૂમિમાં ભય હોય, લજ્જા હોય, સાંસારિક સ્વાર્થ હોય તે કદી કદી આત્માનું મહાન પતન કરી દે છે. તેથી દ્રવ્ય-વંદનનો જૈન ધર્મમાં નિષેધ કરેલ છે. પવિત્ર ભાવનાથી ઉપયોગપૂર્વક કરેલા ભાવ-વંદન જ ત્રીજા આવશ્યકના પ્રાણ સમાન છે. આચાર્ય મલયગિરિ આવશ્યક વૃત્તિમાં દ્રવ્ય અને ભાવવંદનની વ્યાખ્યા કરતાં કહે છે :–
"द्रव्यतो मिथ्यादृष्टेरनुपयुक्त मम्यग् दृष्टे, भावत. सम्यग् दृष्टेरुपयुक्तस्य।"

આચાર્ય જિનદાસ ગણીએ આવસ્યક ચૂર્ણિમાં દ્રવ્ય-વંદન અને ભાવ-વંદન ઉપર બે કથાનક આપેલ છે. એક કથાનક ભગવાન અરિષ્ટ નેમિના સમયનું છે. ભગવાન નેમિનાથના દર્શનાર્થે શ્રી કૃષ્ણ વાસુદેવ અને તેના મિત્ર વીરકકૌલિક ગયા. શ્રી કૃષ્ણે ભગવાન નેમિનાથ અને અન્ય સાધુઓને અતિ પવિત્ર શ્રદ્ધા અને ઉચ્ચ ભાવપૂર્વક વંદન કર્યું. વીરકકૌલિક પણ કૃષ્ણને વંદન કરતા જોઈને તેને પ્રસન્ન કરવા વંદન કરતો રહ્યો.

શ્રી કૃષ્ણે ભગવાનને પ્રશ્ન કર્યો કે હે ભગવાન! વંદન કરવાથી મને અને વીરકકૌલિકને શું લાભ થયો? ભગવાને ઉત્તર આપ્યો, હે કૃષ્ણ! તમે ભાવવંદન કર્યું છે તેથી તમે ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું છે અને તીર્થંકર ગોત્રની શુભ પ્રકૃતિનો બંધ કર્યો છે; એટલું જ નહિ, તમે સાતમી, છટ્ઠી, પાંચમી અને ચોથી નરકનાં બંધનોને તોડી નાખ્યા છે. પરંતુ વીરકે દેખાદેખીથી ભાવનાશૂન્ય વંદન કર્યું છે તેથી તે દ્રવ્ય-વંદન હોવાથી નિષ્ફળ છે. તે વંદનનો ઉદ્દેશ તમને પ્રસન્ન કરવાનો હતો.

બીજું કથાનક પણ તે યુગનું જ છે. શ્રી કૃષ્ણચંદ્રના પુત્રોમાંથી બે પુત્રો શામ્બ અને પાલક વંદનાના ઇતિહાસમાં સુવિશ્રુત છે. શામ્બ

અતિ શ્રદ્ધાળુ અને ઉદાર પ્રકૃતિનો યુવક હતો. પાલક ઘણો લાભી અને અભવ્ય પ્રકૃતિનો સ્વામી હતો. એક દિવસે પ્રસંગવશ શ્રી કૃષ્ણે કહ્યું કે જે કાલે પ્રાતઃકાળે સર્વપ્રથમ ભગવાન નેમિનાથનાં દર્શન કરશે તેને જે માગશે તે હું આપીશ.

પ્રાતઃકાળ થતા જ શામ્બે શય્યાથી નીચે ઊતરીને ભગવાનને ભાવવંદન કરી લીધા. પરતુ પાલક રાજ્યલોભની મૂર્ચ્છાથી ઘોડા ઉપર બેસી ભગવાન પાસે વદન કરવા ગયો. ઉપરથી વંદન કર્યું પરંતુ અંતઃકરણમાં આક્રોશની જ્વાળા બળતી હતી. સૂર્યોદય થયા બાદ શ્રી કૃષ્ણે પૂછ્યુંઃ "ભગવન્' આજે આપને પહેલું વંદન કોણે કર્યું?" ભગવાને ઉત્તર આપ્યોઃ "દ્રવ્યથી પાલકે અને ભાવથી શામ્બે." ઉપહાર શામ્બને મળ્યો.

પાઠકો આ કથાનકથી દ્રવ્ય અને ભાવ-વદનનુ અંતર સમજી ગયા હશે. દ્રવ્ય વદન અંધકાર છે, ભાવ-વંદન પ્રકાશ છે. ભાવ વંદન જ આત્મશુધ્ધિનો માર્ગ છે. કેવળ દ્રવ્ય-વંદન તો અભવ્ય જીવ પણ કરી શકે છે. પરતુ એકલા દ્રવ્ય વંદનથી શું બની શકે? દ્રવ્ય-વંદનમાં જ્યાં સુધી ભાવનો પ્રાણ ન મૂકવામાં આવે ત્યાં સુધી આવશ્યક શુદ્ધિનો માર્ગ પ્રશસ્ત બની શકતો નથી.

વદન ક્રિયાનો ઉદ્દેશ પોતામાં નમ્રતાનો ભાવ પ્રાપ્ત કરવા માટે છે. જૈન ધર્મ અનુસાર અહકાર નીચ ગોત્રનું કારણ છે અને નમ્રતા ઉચ્ચ ગોત્રનું કારણ છે. વસ્તુતઃ જે નમ્ર છે, જે ગુરુ અને વડીલનો આદર કરે છે, સદ્દગુણો પ્રત્યે બહુમાન રાખે છે, તે જ ઉચ્ચ છે, સર્વ શ્રેષ્ઠ છે. જૈન ધર્મમા વિનય અને નમ્રતાને તપ કહેલ છે. વિનય જિનશાસનનું મૂળ છે-"विणओ जिणसासणमूलं" આચાર્યે ભદ્રબાહુએ આવશ્યક

૧૩

# પ્રતિક્રમણ આવશ્યક

મન, વચન અને કાયાથી સ્વયં પાપ કર્યું હોય, અન્ય પાસે કરાવ્યુ હોય કે અનુમોદન કર્યું હોય તેની નિવૃત્તિ માટે આલોચના કરવી, નિંદા કરવી તેનું નામ પ્રતિક્રમણ છે.

પ્રાચીન જૈન પરંપરાનુસાર પ્રતિક્રમણનું વ્યાકરણ-સંમત નિર્વચન આ પ્રમાણે છે – प्रतीप क्रमणं प्रतिक्रमणम्, अयमर्थ – शुभयोगेभ्योऽशुभ योगान्तर क्रान्तस्य शुभेषु एव क्रमणात्प्रतीप. क्रमणम्। આચાર્ય હેમચંદ્રે યોગશાસ્ત્રના ત્રીજા પ્રકાશની સ્વોપજ્ઞ વૃત્તિમા આ વ્યુત્પત્તિ આપી છે. તેનો ભાવ એ છે કે શુભ યોગમાંથી અશુભ યોગમા ગયેલ પોતાને પુન શુભ યોગમાં પાછો લાવવો તે પ્રતિક્રમણ છે.

આચાર્ય હેમચંદ્રે આવશ્યક સૂત્રની ટીકામાં પણ પ્રતિક્રમણની વ્યાખ્યા કરતાં ત્રણ મહત્ત્વપૂર્ણ પ્રાચીન શ્લોક આપેલ છે :—

स्वस्थानाद् यत्परस्थानं,
प्रमोदस्य वशाद् गतः।
तत्रैव क्रमणं भूयः
प्रतिक्रमणमुच्यते॥

—પ્રમાદવશ શુભ યોગમાથી નીકળી અશુભ યોગ પ્રાપ્ત કરેલ હોય, ત્યારે પુનઃ શુભ યોગ પ્રાપ્ત કરી લેવા તેનું નામ પ્રતિક્રમણ છે.

क्षायोपशमिकाद् भावादौदयिकस्य वशं गतः।
तत्रापि च स एवार्थः, प्रतिकूलगमात्स्मृतः।

—રાગદ્વેષાદિ ઔદયિક ભાવ સંસારનો માર્ગ છે અને સમતા, ક્ષમા, દયા, નમ્રતા આદિ ક્ષાયોપશમિક ભાવ મોક્ષમાર્ગ છે. ક્ષાયોપશમિક ભાવથી ઔદયિક ભાવમા પરિણત થયેલ સાધક જ્યારે પુનઃ ઔદયિક ભાવથી ક્ષાયોપશમિક ભાવમા પાછો આવે છે તો તે પણ પ્રતિકૂળ ગમનના કારણે પ્રતિક્રમણ કહેવાય છે.

प्रति प्रति वर्तनं वा, शुभेषु योगेषु मोक्षफलदेषु।
निःशल्यस्य यतेर्यत्, तद्वा ज्ञेयं प्रतिक्रमणम्॥

—અશુભ યોગથી નિવૃત્ત થઈ નિઃશલ્ય ભાવથી ઉત્તરોત્તર પ્રત્યેક શુભ યોગમા પ્રવૃત્ત થવુ તે જ પ્રતિક્રમણ છે.

સાધના ક્ષેત્રમાં મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને અપ્રશસ્ત યોગ–આ ચાર યોગ ઘણા ભયકર માનવામા આવ્યા છે. પ્રત્યેક સાધકે આ ચાર દોષોનું પ્રતિક્રમણ કરવુ આવશ્યક છે. મિથ્યાત્વને છોડી સમ્યકત્વમા આવવું જોઇએ,* અવિરતિનો ત્યાગ કરી વિરતિ

* મિથ્યાત્વ પ્રતિક્રમણનો એ ભાવ છે કે જ્ઞાત અથવા અજ્ઞાત રૂપે જો કદી મિથ્યાત્વનું પ્રતિપાદન કર્યું હોય, મિથ્યાત્વમા પરિણતિ કરી હોય તો તેની આલોચના કરી પુનઃ શુદ્ધ સમ્યકત્વ ભાવમા ઉપસ્થિત થવુ.

આચાર્ય ભદ્રબાહુએ ૧૨૫૧મી ગાથામા સસાર પ્રતિક્રમણનો પણ ઉલ્લેખ કર્યો છે, તેનો ભાવ છે–નરકાદિ ગતિના કારણભૂત મહારભ આદિ હેતુઓની આલોચના, નિંદા, ગર્હના કરવી.

સ્વીકારવી જોઈએ, કષાયનો ત્યાગ કરી ક્ષમા આદિ ધારણ કરવા જોઈએ, અને સંસારની વૃદ્ધિ કરનાર અશુભ વ્યાપારો છોડી શુભ યોગો અપનાવવા જોઈએ —

> मिच्छत्त–पडिक्कमण,
> तहेव असजमे य पडिक्कमण
> कसायाण पडिक्कमण,
> जोगाण य अप्पसत्थाण ॥ १२५० ॥

—આવશ્યક નિર્યુક્તિ

આચાર્ય ભદ્રબાહુ સ્વામી આવશ્યક નિર્યુક્તિમાં પ્રતિક્રમણ સંબંધમાં ઘણી ગંભીર વિચારધારા ઉપસ્થિત કરે છે. તેમણે સાધક માટે ચાર વિષયોનું પ્રતિક્રમણ બતાવ્યું છે. આ ચાર કારણો સૂક્ષ્મ દૃષ્ટિથી ચિંતન કરવા યોગ્ય છે —

(૧) હિંસા, અસત્ય આદિ જે પાપ કર્મોનો શ્રાવક તથા સાધુ માટે નિષેધ કરેલ છે તે કર્મ કદી ભ્રાંતિવશ કર્યું હોય તો પ્રતિક્રમણ કરવું જોઈએ.

(૨) શાસ્ત્ર સ્વાધ્યાય, પ્રતિલેખના, સામાયિક આદિ જે કાર્યો કરવાનું શાસ્ત્રમાં વિધાન કરેલ છે તે ન કરવામાં આવ્યાં હોય તો તેનું પણ પ્રતિક્રમણ કરવું જોઈએ. કર્તવ્ય હોય તે ન કરવું તે પણ એક પાપ છે.

(૩) શાસ્ત્ર પ્રતિપાદિત આત્માદિ તત્ત્વોની સત્યતાના વિષયમાં સંદેહ આવ્યો હોય અર્થાત્ અશ્રદ્ધા ઉત્પન્ન થઈ હોય તો તેનું પ્રતિક્રમણ કરવું જોઈએ. તે માનસિક શુદ્ધિનું પ્રતિક્રમણ છે.

(૪) આગમ વિરુદ્ધ વિચારોનું પ્રતિપાદન કર્યું હોય અર્થાત્ હિંસાદિના સમર્થક વિચારોની પ્રરૂપણા કરી હોય તો પણ પ્રતિક્રમણ કરવું જોઈએ. આ વચનશુધ્ધિનું પ્રતિક્રમણ છે.

पडिसिद्धाणं करणे,
किच्चाणमकरणे पडिक्कमणं।
असद्दहणे य तहा,
विवरीयपरूवणाए अ॥ १२६८॥

સામાન્ય રૂપથી પ્રતિક્રમણ બે પ્રકારનું છે: દ્રવ્ય-પ્રતિક્રમણ અને ભાવ-પ્રતિક્રમણ. મુમુક્ષુ સાધકો માટે ભાવ-પ્રતિક્રમણ જ ઉપાદેય છે. ઉપયોગશૂન્ય પ્રતિક્રમણ દ્રવ્ય-પ્રતિક્રમણ છે કેવળ યશ આદિ માટે કે પોતે પ્રતિક્રમણ કરે છે એવું અન્યને બતાવવા માટે કરાતું પ્રતિક્રમણ દ્રવ્ય-પ્રતિક્રમણ છે. દોષોનું એક વાર પ્રતિક્રમણ કર્યા બાદ પુનઃ પુનઃ તે દોષોનું સેવન કરવુ અને ફરીથી તે દોષોની શુદ્ધિ માટે પ્રતિક્રમણ કરતા રહેવું તે પ્રતિક્રમણ યથાર્થ માનવામા આવતું નથી. આ પ્રમાણે પ્રતિક્રમણ કરવાથી આત્મશુદ્ધિ થવાને બદલે ધૃષ્ટતાથી દોષોની વૃદ્ધિ થાય છે, ન્યૂનતા નહિ.

એક ક્ષુલ્લક સાધુ કુંભારના ચાકથી ઉતરેલાં કાચાં વાસણોને કંકર મારી વારંવાર ફોડતો હતો અને કુંભારના કહેવાથી તે વારંવાર "મિચ્છા મિ દુક્કડં" લેતો રહેતો હતો. જે સાધક વારંવાર દોષનું સેવન કરતો રહે અને તેનું વારંવાર પ્રતિક્રમણ કરતો રહે તે ઉપરોક્ત ક્ષુલ્લક સાધુ જેવો છે.

સંયમમાં લાગેલા દોષોની સરળ ભાવથી પ્રતિક્રમણ દ્વારા શુધ્ધિ કરવી અને ભવિષ્યમાં તે દોષોનું સેવન ન કરવા માટે સતત જાગૃત રહેવું

તે પ્રતિક્રમણનો વાસ્તવિક ઉદ્દેશ છે પાપોથી ડરવું તે પ્રતિક્રમણનો અર્થ છે. જો પાપથી ભીતિ પેદા ન થઈ અને આત્મા પહેલાની માફક સ્વચ્છંદ રૂપે દોષો કરતો જ રહ્યો તો પછી તે પ્રતિક્રમણ શેનું થયું? ભાવ પ્રતિક્રમણ ત્રિવિધ ત્રિવિધેન હોય છે તેથી તેમાં દોષ પ્રવેશ માટે અણુ-માત્ર પણ અવકાશ રહેતો નથી. પાપાચરણનું સર્વથા ભાવથી પ્રાયશ્ચિત્ત થઈ જાય છે અને આત્મા પુન પોતાની શુદ્ધ સ્થિતિએ પહોંચી જાય છે. ભાવપ્રતિક્રમણ માટે આચાર્ય જિનદાસ કહે છે કે–'भावपडिक्कमण ज सम्मदसणाइगुणजुत्तस्स पडिक्कमण ति।'

આચાર્ય ભદ્રબાહુ કહે છે –

> भाव पडिक्कमणं पुण,
> तिविहं तिविहेण नेयव्व॥ १२५१॥

આચાર્ય હરિભદ્રે ઉક્ત નિર્યુક્તિ ગાથા ઉપર વિવેચન કરતા એક ગાથા ઉધૃત કરી છે, જેનો એ ભાવ છે કે મન, વચન અને કાયાથી, મિથ્યાત્વ, કષાય આદિ દુર્ભાવોમા સ્વય ગમન કરવુ નહિ, બીજાઓને ગમન કરાવવુ નહિ અને ગમન કરનારને અનુમોદન આપવુ નહિ તે જ ભાવપ્રતિક્રમણ છે.

> "मिच्छत्ताइ ण गच्छइ,
> ण य गच्छावेइ णाणुजाणेई।
> जं मण-वय काएहिं,
> तं भणियं भावपडिकमणं॥"

આચાર્ય ભદ્રબાહુએ આવશ્યક નિર્યુક્તિમા કાળના ભેદથી પ્રતિ ક્રમણ ત્રણ પ્રકારનું બતાવ્યુ છે.–

(૧) ભૂતકાળમાં લાગેલા દોષોની આલોચના કરવી.
(૨) વર્તમાનમાં લાગતા દોષોથી સંવર દ્વારા બચવું.
(૩) પ્રત્યાખ્યાન દ્વારા ભાવિ દોષોને રોકવા.

અત્રે એક પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે છે કે પ્રતિક્રમણ તો ભૂતકાળનું માનવામાં આવે છે, તો તે ત્રણે કાળનું કેવી રીતે હોઈ શકે? એનો ઉત્તર એ છે કે પ્રતિક્રમણ શબ્દનો મૌલિક અર્થ અશુભ યોગની નિવૃત્તિ છે. આચાર્ય હેમચંદ્ર યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ વૃત્તિમાં એ જ ભાવ વ્યક્ત કરે છેઃ–'प्रतिक्रमण शब्दोऽशुभयोग निवृत्तिमात्रार्थः।'

નિંદા દ્વારા ભૂતકાલીન અશુભ યોગની નિવૃત્તિ થાય છે તેથી તે અતીત પ્રતિક્રમણ છે. સંવર દ્વારા વર્તમાનકાળ વિષયક અશુભ યોગોની નિવૃત્તિ થાય છે તેથી તે વર્તમાન પ્રતિક્રમણ છે. પ્રત્યાખ્યાન દ્વારા ભવિષ્યકાલીન અશુભ યોગોની નિવૃત્તિ થાય છે તેથી તે ભવિષ્યકાલીન પ્રતિક્રમણ છે.*

ભગવતી સૂત્રમાં પણ કહ્યું છે કે "अइय पडिक्कमेइ, पडुप्पन्ने संवरेइ, अणागयं पच्चक्खाई।"

વિશેષકાળની અપેક્ષાથી પ્રતિક્રમણના પાંચ ભેદ પણ માનવામાં આવ્યા છેઃ દૈવસિક, રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક.

(૧) દૈવસિક–પ્રતિદિન સંધ્યાકાળે આખાય દિવસના પાપોની આલોચના કરવી.

---

*"प्रतिक्रमण–शब्दो हि अत्राशुभयोगनिवृत्तिमात्रार्थः सामान्यतः परिगृह्यते, तथा सत्यतीतविषयं प्रतिक्रमणं निन्दाद्वारेण अशुभयोग निवृत्तिरेवेति, प्रत्युत्पन्नविषयमपि संवरद्वारेण अशुभयोग निवृत्तिरेव, अनागतविषयमपि प्रत्याख्यानद्वारेण अशुभयोगनिवृत्तिरेवेति न दोष इति।"

—આચાર્ય હરિભદ્ર

(૨) રાત્રિક–પ્રતિદિન પ્રાતઃકાળે આખી રાતના પાપોની આલોચના કરવી

(૩) પાક્ષિક–મહિનામાં બે વખત અમાવાસ્યા અને પૂર્ણિમાના દિવસોએ આખાય પક્ષના પાપોની આલોચના કરવી

(૪) ચાતુર્માસિક–પ્રત્યેક ચાર માસ બાદ કાર્તિકી પૂર્ણિમા ફાલ્ગુની પૂર્ણિમા અને અષાઢી પૂર્ણિમાના દિવસોએ ચાર માસના પાપોની આલોચના કરવી

(૫) પ્રત્યેક વર્ષે પ્રતિક્રમણકાલીન અષાઢ શુદ પૂર્ણિમાથી પચાસ દિવસ બાદ ભાદ્રપદ શુકલ પંચમીના દિવસે આખાય વર્ષના પાપોની આલોચના કરવી

એક પ્રશ્ન થાય છે કે જ્યારે રાત્રી અને દિવસના પાપોનું પ્રતિક્રમણ પ્રાતઃ અને મધ્યાકાળે કરી તેની શુદ્ધિ કરી લેવામાં આવે છે છતાં પાક્ષિક આદિ પ્રતિક્રમણ શા માટે કરવામાં આવે છે?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે* ગૃહસ્થો પોતાના ઘરમાં પ્રતિદિન ઝાડુ લગાવી સાફ રાખે છે પરંતુ પૂર્ણ સાવધાનીપૂર્વક સાફ રાખવા છતાં થોડી ધૂળ રહી જાય છે તેથી કોઈ વિશેષ પર્વના દિવસે આખાય ઘરને વિશેષ રૂપે સાફ કરવામાં આવે છે તે પ્રમાણે પ્રતિદિન પ્રતિક્રમણ કરવા છતાં કોઈ કોઈ ભૂલોનું પ્રમાર્જન કરવું

*ननु देवसिय राइय पडिक्कतो किमिति पक्खिय–चाउम्मासियसंवच्छरिएसु विसेसेण पडिक्कमति ? जया लोग गह दिवसे दिवसे पमज्जिज्जत पि पक्खादिसु अब्भधित उवलेवण–मज्जणादीहिं सज्जिज्जति। सि ववसोहण विसेसे त्ति।
—आवश्यक चूर्णि

ગેપ રહી જાય છે, જેને માટે પાક્ષિક પ્રતિક્રમણ કરવામાં આવે છે. પાક્ષિક પ્રતિક્રમણ કરવા છતાં ભૂલો રહી જાય છે તેને માટે ચાતુર્માસિક પ્રતિક્રમણ કરવામા આવે છે ચાતુર્માસિક પ્રતિક્રમણ બાદ પણ અવશિષ્ટ રહેલી અશુદ્ધિ સાંવત્સરિક ક્ષમાપનાના દિવસે પ્રતિક્રમણ કરી દૂર કરવામાં આવે છે.

સ્થાનાગ સૂત્રના છટ્ઠા સ્થાનકે ૫૩૮ મા સૂત્રમા છ પ્રકારનાં પ્રતિક્રમણ બતાવ્યા છે:-

**(૧) ઉચ્ચાર પ્રતિક્રમણ**-ઉપયોગપૂર્વક વડી નીત(ઝાડા)નો ત્યાગ કર્યા બાદ ઈર્યાનુ પ્રતિક્રમણ કરવુ તે ઉચ્ચાર પ્રતિક્રમણ છે.

**(૨) પ્રશ્રવણ પ્રતિક્રમણ**-ઉપયોગપૂર્વક લઘુ નીત અર્થાત્ પેશાબ કર્યા બાદ ઈર્યાનુ પ્રતિક્રમણ કરવુ તે પ્રશ્રવણ પ્રતિક્રમણ છે.

**(૩) ઈત્વર પ્રતિક્રમણ**-દૈવસિક અને રાત્રિક આદિ સ્વલ્પકાલીન પ્રતિક્રમણ કરવું તે ઈત્વર પ્રતિક્રમણ છે.

**(૪) યાવત્કથિક પ્રતિક્રમણ**-મહાવ્રત આદિ રૂપે યાવજ્જીવન પાપથી નિવૃત્ત થવુ તે યાવત્કથિક પ્રતિક્રમણ છે

**(૫) યત્કિંચિન્મિથ્યા પ્રતિક્રમણ**-સંયમમા સાવધાન રહેવા છતાં પણ સાધુથી પ્રમાદવશ અને આવશ્યક પ્રવૃત્તિવશ અસંયમરૂપ કોઈ આચરણ આવી જાય તો પોતાની ભૂલનો સ્વીકાર કરી તે જ સમયે પશ્ચાત્તાપપૂર્વક "મિચ્છા મિ દુક્કડં" લેવુ તે યત્કિંચિન્મિથ્યા પ્રતિક્રમણ છે.

**(૬) સ્વપ્નાન્તિક પ્રતિક્રમણ**-ચુઈને ઊઠયા બાદ કરવાનુ પ્રતિક્રમણ તે સ્વપ્નાન્તિક પ્રતિક્રમણ છે. અથવા વિકારવાસના રૂપ કુસ્વપ્ન આવવાથી તેનુ પ્રતિક્રમણ કરવું તે સ્વપ્નાન્તિક પ્રતિક્રમણ છે.

આચાર્ય ભદ્રબાહુએ આવશ્યક નિર્યુક્તિમાં પ્રતિક્રમણના પ્રતિચરણા આદિ આઠ પર્યાયનું કથન કરેલું છે. જો કે આઠેય પર્યાય શબ્દ રૂપે પૃથક્ છે, કિંતુ ભાવની દૃષ્ટિથી પ્રાયઃ એક જ છે.

पडिकमणं पडियरणा, परिहरणा वारणा नियत्ति य।
निन्दा गरिहा सोही, पडिकमणं अट्ठहा होइ ॥१२३३॥

(૧) પ્રતિક્રમણ—પ્રતિ ઉપસર્ગ છે અને ક્રમ્ ધાતુ છે. પ્રતિનો અર્થ પ્રતિકૂળ છે અને ક્રમનો અર્થ પદનિક્ષેપ છે. બન્નેનો અર્થ થાય છે કે જે કદમોથી બહાર ગયા હોઈએ તે કદમથી પાછું આવવું. જે સાધક કોઈ પ્રમાદના કારણથી સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર રૂપ સ્વ-સ્થાનથી હટી મિથ્યાત્વ, અજ્ઞાન અને અસંયમ રૂપ પર-સ્થાનમાં ચાલ્યો ગયો હોય તેનું પુનઃ સ્વસ્થાનમાં પાછું વળવું તે પ્રતિક્રમણ છે. પાપક્ષેત્રમાંથી આત્મશુદ્ધિ ક્ષેત્રમાં પાછું આવવું તેને પ્રતિક્રમણ કહે છે. આચાર્ય જિનદાસ કહે છે–'पडिक्कमणं पुनरावृत्ति।'

(૨) પ્રતિચરણા—અહિંસા, સત્ય આદિ સંયમ ક્ષેત્રમાં સમ્યક્ પ્રકારે વિચરણ કરવું તે પ્રતિચરણા છે, અર્થાત્ અસંયમ ક્ષેત્રથી દૂર દૂર થવું, તેનાથી બચતા રહેવું અને સાવધાનતાપૂર્વક સંયમનું વિશુદ્ધ અને નિર્દોષ રૂપે પાલન કરવું તે પ્રતિચરણા છે. આચાર્ય જિનદાસ કહે છે–'अत्यादरात्चरणं पडिचरणं अकार्यपरिहारः कार्यप्रवृत्तिश्च।'

(૩) પરિહરણા—સર્વ પ્રકારે અશુભ યોગોનો, દુર્ધ્યાનોનો અને દુરાચરણોનો ત્યાગ કરવો તે પરિહરણા છે. સંયમ-માર્ગ ઉપર ચાલતા આસપાસ અનેક પ્રકારના પ્રલોભનો આવે છે, વિઘ્ન આવે છે. જો સાધક પરિહરણા ન કરે તો પથભ્રષ્ટ બની જાય છે.

(૪) વારણા–વારણાનો અર્થ નિષેધ છે. મહાસાર્થવાહ વીતરાગ-દેવે સાધકોને વિષયભોગ રૂપ વિષવૃક્ષો પાસે જતાં રોકયા છે. તેથી જે સાધક આ નિષેધાના પ્રમાણે ચાલે છે તે પોતાને વિષયભોગથી બચાવી લે છે અને ક્ષેમકુશળતાપૂર્વક સંસારવનને ઉલ્લંઘી મોક્ષપુરી પહોંચી જાય છે.–'आत्मनिवारणा वारणा।'

(૫) નિવૃત્તિ–અશુભ અર્થાત્ પાપાચરણ રૂપ અકાર્યથી નિવૃત્ત થવું તે નિવૃત્તિ છે. સાધકે કદી પણ પ્રમાદ કરવો જોઈએ નહિ. જો કદાચ પ્રમાદનુ સેવન થઇ જાય તો શીઘ્ર અપ્રમાદ ભાવમા પાછુ વળી જવું જોઇએ. આચાર્ય જિનદાસ કહે છે–'असुभभाव नियत्तण नियत्ती।'

(૬) નિંદા–પોતાના આત્મદેવની સાક્ષીથી જ પૂર્વકૃત અશુભ આચરણોને અનિષ્ટ સમજવા અને તેને માટે પશ્ચાત્તાપ કરવો તે નિંદા છે. અશુભ સંકલ્પ અને અશુભ આચરણને ધિક્કારવાથી મનનો મેલ ધોવાઇને સાફ થાય છે. સાધનાકાળમા સંસારના મનુષ્યો તરફથી સાધકની પૂજા-પ્રતિષ્ઠા થાય છે, તે સ્થિતિમા અહભાવ આવી જાય તો સર્વનાશ થાય છે. તેથી સાધકે પ્રતિદિન વિચારવુ કે—

"હે આત્મન્! નરક, તિર્યંચ આદિ દુર્ગતિમા ભટકતો હતો તે જ તું પામર પ્રાણી છે. આ મનુષ્ય-ભવ તને મહાન્ પુણ્યોદયે મળ્યો છે. અને એ સમ્યગ્ દર્શનાદિ રત્નત્રયનો જ પ્રતાપ છે કે અત્યારે તુ આ ઉચ્ચ સ્થિતિમા છે. સાવધાન બન' પુન કયા ય ભૂલો ન પડી જાય' તેં તો કેટલીય ભૂલો કરી છે, અને છતા તુ સાધુતાનો ગર્વ કરે છે? ધિક્કાર હો તારી આ નીચ મનોવૃત્તિને'"

(૭) ગર્હા–ગુરુદેવ કે અન્ય કોઇ અનુભવી સાધકની સમક્ષ પોતાનાં પાપોની નિંદા કરવી તે ગર્હા છે ગર્હા દ્વારા મિથ્યાભિમાન અતિ

શીઘ્ર નષ્ટ પામે છે અન્યની સમક્ષ પોતાની ભૂલો પ્રકટ કરવી તે સહેલુ નથી જ્યા સુધી હૃદયમા પશ્ચાત્તાપનો તીવ્ર વેગ ન હોય, આત્મશુદ્ધિનો દૃઢ સંકલ્પ ન હોય, પાપાચાર પ્રત્યે ઉત્કટ ઘૃણા ન હોય, ત્યા સુધી અપરાધ મનમા જ છુપાયેલો રહે છે, ને જિહ્વા દ્વારા બહાર નીકળી શકતો જ નથી તેથી આલોચના રૂપ ગર્હા પાપ પ્રક્ષાલનનું સર્વશ્રેષ્ઠ સાધન છે ગર્હાથી દોષો નષ્ટ થઇ જાય છે

(૮) શુદ્ધિ–શુદ્ધિનો અર્થ નિર્મળતા થાય છે જે પ્રમાણે વસ્ત્ર ઉપર પડેલ ડાઘને સાબુ વગેરેથી ધોઈ સાફ કરવામા આવે છે તે પ્રમાણે આત્માને લાગેલા દોષોને આલોચના, નિંદા, ગર્હા તથા તપ શ્રમણ આદિ ધર્મ સાધનાથી ધોઇને સાફ કરી શકાય છે પ્રતિક્રમણ આત્માને લાગેલા દોષોને ધોઇ સાફ કરવાની સાધના છે તેથી તે શુદ્ધિ પણ કહેવાય છે

પ્રતિક્રમણ જૈન સાધનાનો પ્રાણ છે જૈન સાધકના જીવનક્ષેત્રનો પ્રત્યેક ખૂણો પ્રતિક્રમણના મહાપ્રકાશથી પ્રકાશે છે શૌચ, પેશાબ, પ્રતિલેખના, વસતિનું પ્રમાર્જન, ગોચરી, ભોજન લાવી, માર્ગમા ગમન, શયન, સ્વાધ્યાય, ભક્તપાનનું પરિષ્ઠાપન ઇત્યાદિ કોઇ પણ ક્રિયા કર્યા બાદ પ્રતિક્રમણ કરવુ આવશ્યક છે

એક સ્થાનથી સો હાથ સુધી જઈ ત્યા એક મુહૂર્ત બેસી વિશ્રામ લીધો હોય તો એમના જ ગમનાગમનનું પ્રતિક્રમણ અવશ્ય કરણીય છે શ્લેષ્મ અને નાકના મળનો પણ ત્યાગ કર્યો હોય તો તેનું પ્રતિક્રમણ કરવાનું વિધાન છે ભૂમિ ઉપર એક ડગલું પણ જોયા વિના ઉપયોગ રહિત મૂક્યુ હોય તો સાધુએ તે સબંધે 'મિચ્છા મિ દુક્કડં' લેવુ જોઇએ જ્ઞાત, અજ્ઞાન દશામા કે રાગમા કોઇ પણ ક્રિયા કરી હોય, કોઈ પતના પડી હોય તેનું 'મિચ્છા મિ દુક્કડં' રૂપ પ્રતિક્રમણ

કરી લેવાથી આત્મામાં અપ્રમત્ત ભાવની જ્યોતિ પ્રકાશે છે, અપૂર્વ આત્મશુદ્ધિનો પથ પ્રશસ્ત બને છે અને અજ્ઞાન, અવિવેક અને અસાવધપણાનો અંત આવે છે.

કોઈ પણ પ્રમાદ આદિ કારણવિશેષથી આત્મસંયમ ક્ષેત્રથી વિચલિત બની અસંયમ ક્ષેત્રમાં વિચરણ થયું હોય ત્યાંથી પુનઃ સંયમ-ક્ષેત્રમાં આવી જવું તેનું નામ જ પ્રતિક્રમણ છે. આ વ્યાખ્યામાં પ્રમાદ શબ્દ વિચારણીય છે. જો પ્રમાદના સ્વરૂપને ઓળખી શકાય તો સાધક તેનાથી ઘણે અંશે બચી શકે છે.

પ્રવચન સારોદ્ધારમા પ્રમાદના નિમ્નોક્ત આઠ પ્રકાર બતા-વ્યા છે:—

(૧) **અજ્ઞાન**—લોક-મૂઢતા આદિ
(૨) **સંશય**—જિન વચનોમા સંદેહ
(૩) **મિથ્યા જ્ઞાન**—વિપરીત ધારણા
(૪) **રાગ**—આસક્તિ
(૫) **દ્વેષ**—ઘૃણા
(૬) **સ્મૃતિભ્રંશ**—ભૂલ થવી.
(૭) **અનાદર**—સંયમ પ્રત્યે અનાદર
(૮) **યોગદુષ્પ્રણિધાનતા**—મન, વચન, શરીરને કુમાર્ગમાં પ્રવૃત્ત કરવાં.

પ્રતિક્રમણની ભાવના પ્રમાદ-ભાવને દૂર કરવા માટે છે. સાધક-ના જીવનમા પ્રમાદ વિષ છે જે અંદર ને અંદર સાધનાને ગાળી નાખી નષ્ટ-ભ્રષ્ટ કરી દે છે. તેથી સાધુ અને શ્રાવક બન્નેએ પ્રમાદથી બચવું જોઇએ અને પોતાની સાધનામાં પ્રતિક્રમણ દ્વારા અપ્રમત્ત સ્થિતિ પ્રાપ્ત કરવી જોઇએ.

## ૧૪

# કાયોત્સર્ગ આવશ્યક

પ્રતિક્રમણ આવશ્યક પછી કાયોત્સર્ગનું સ્થાન છે. આ આવશ્યક પણ મહત્ત્વપૂર્ણ છે. અનુયોગદ્વાર સૂત્રમાં કાયોત્સર્ગનું નામ વ્રણચિકિત્સા છે. ધર્મની આરાધના કરવાના સમયે પ્રમાદવશ અહિંસા અને સત્યાદિ વ્રતમાં જે અતિચાર લાગે, ભૂલો થાય તે સંયમરૂપ શરીરમાં ઘા સમાન છે. કાયોત્સર્ગ તે ઘા માટે મલમનું કામ આપે છે. તે ઘાને રુઝાવી દે છે અને સંયમ શરીરને અક્ષય બનાવી પુષ્ટ કરે છે. સંયમરૂપ વસ્ત્રને અતિચારરૂપ મેલ લાગી જાય છે, ભૂલોના ડાઘ લાગે છે ત્યારે પ્રતિક્રમણરૂપ જળથી તેને ધોવામાં આવે છે, છતાં પણ થોડી અશુદ્ધિનો અંશ રહ્યો હોય તેને કાયોત્સર્ગના ઉષ્ણ જળથી ધોવામાં આવે છે, તેથી સંયમ જીવનની શુદ્ધિ થાય છે.

કાયોત્સર્ગ એક પ્રકારનું પ્રાયશ્ચિત્ત છે. તે જૂનાં પાપોને ધોઈ સાફ કરે છે. આવશ્યક સૂત્રના ઉત્તરીકરણ સૂત્રમાં કહ્યું છે કે સંયમ જીવનને વિશેષ રૂપે પરિષ્કૃત કરવા માટે, પ્રાયશ્ચિત્ત કરવા માટે, વિશુદ્ધિ કરવા માટે, આત્માને શલ્ય રહિત બનાવવા માટે, પાપકર્મોનો નિપાત કરવા માટે કાયોત્સર્ગ કરવામાં આવે છે.

ત્યારે શું કરેલાં પાપોથી વિના ભોગવ્યે છુટકારો થઈ શકે છે? પાપકર્મોના સંબંધમાં તો કહ્યું છે કે:–"अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम्।"

જૈન ધર્મ ઉપર્યુક્ત ધારણાથી વિરોધ રાખે છે. તે સર્વે પાપ-કર્મો ભોગવવાની માન્યતાનો પક્ષપાતી નથી. કરેલાં કર્મોની શુદ્ધિ માનવામાં ન આવે તો સર્વ ધર્મસાધના, તપશ્ચરણ આદિ વ્યર્થ કાય-ક્લેશ બની જાય. સંસારમાં અનેક વિકૃત વસ્તુઓને પુનઃ શુદ્ધ કરી શકાય છે, તો આત્માને શુદ્ધ કેમ ન બનાવી શકાય? પાપ મોટું છે કે આત્મા? પાપની શક્તિ અધિક કે ધર્મની?

સંસારમાં ધર્મની મહાન શક્તિ છે, તેથી તેની સામે પાપ ટકી શકતું નથી. આપણી આધ્યાત્મિક શક્તિ જ ભગવતી શક્તિ છે. તેની સામે પાપોની આસુરી શક્તિ રહી શકતી નથી. પર્વતની ગુફા અંધકારથી પરિપૂર્ણ હોય છતા જેવો ત્યાં પ્રકાશ પહોંચે કે ક્ષણભર-માં અંધકાર છિન્નભિન્ન થઇ જાય છે. ધર્મસાધના પણ એવો અપ્રતિ-હત પ્રકાશ છે.

કર્મોને ભોગવીને જ તેનો ક્યાં સુધી નાશ થઈ શકે? એકેક આત્મપ્રદેશ ઉપર અનંતાનંત કર્મ-વર્ગણા લાગેલી છે. આ સંક્ષિપ્ત જીવનમાં તેને ભોગવીને જ ક્ષય કરવામાં આવે તો કેટલાં ભોગવાય?

જૈન ધર્મ તો પાપોની શુદ્ધિમાં વિશ્વાસ રાખે છે. પ્રાયશ્ચિત્તની અપૂર્વ શક્તિ દ્વારા આત્માની શુદ્ધિ થઈ શકે છે. ભૂલેલો સાધક જ્યારે પ્રાયશ્ચિત્ત કરે છે ત્યારે તે શુદ્ધ બને છે, નિષ્પાપ બને છે. ત્યાર બાદ તે ધર્મમાં, સમાજમાં, લોકમાં, પરલોકમાં સર્વત્ર આદરનું સ્થાન પ્રાપ્ત કરે છે.

વસ્ત્ર જ્યા સુધી અશુદ્ધ હોય ત્યા સુધી તેના પ્રત્યે ઘૃણા રહે છે, પરન્તુ શુદ્ધ થતાં ઘૃણા નષ્ટ થાય છે પાપશુદ્ધિ માટે પ્રાયશ્ચિત્તના સબંધે મા પણ તે જ વાત છે. પ્રાયશ્ચિત્તના અનેક રૂપ છે જેવો દોષ થયો હોય તે પ્રકારના પ્રાયશ્ચિત્તથી તેની શુદ્ધિ થાય છે. જીવનમા જે ભૂલો થાય છે તે સર્વ માટે કાયોત્સર્ગ પ્રાયશ્ચિત્ત છે કાયોત્સર્ગથી તે સર્વ પાપો ધોવાઈ સાફ થઈ જાય છે, ફળત આત્મા શુદ્ધ નિર્મળ બને છે—'कायोत्सर्गं करणत प्रागुपात्तकर्मक्षय प्रतिपाद्यते।'

ભગવાન મહાવીરે પાપકર્મોને ભાર કહ્યો છે જેટ ગામ ચાલનો હોય, લાંબો માર્ગ કાપવાનો હોય, રસ્તો ઊંચોનીચો હોય, મસ્તક ઉપર એક મણનો ભાર મૂકેલો હોય ત્યારે કેવી વિકટ સ્થિતિ પેદા થાય છે? ત્યારે ભાર નીચે ઉતારતા કેટલો આનદ પ્રાપ્ત થાય છે! તે જ દશા પાપોના ભારની છે. કાયોત્સર્ગ દ્વારા એ ભારને દૂર ફેંકી શકાય છે

કાયોત્સર્ગ વિશ્રામભૂમિ છે, જ્યા પાપકર્મોનો ભાર હળવો થઈ જાય છે અને સર્વત્ર પ્રશસ્ત ધર્મધ્યાનનું વાતાવરણ તૈયાર થાય છે, ફલત આત્મા સ્વસ્થ, સુખમય અને આનદમય બને છે

'काउसग्गेणं तीयपडुप्पन्नं पायच्छित्त विसोहेइ विसुद्धपाय-च्छित्ते य जीवे निव्वुयहियए ओहरिय भरुव्व भारवहे पसत्थ-ज्झाणोवगए सुहं सुहेण विहरइ।"

—ઉત્તરાધ્યયન ૨૯/૧૨

કાયોત્સર્ગમા બે શબ્દો છે, કાયા અને ઉત્સર્ગ બન્નેનો ભળીને અર્થ થાય છે—કાયાનો ત્યાગ પ્રતિક્રમણ કર્યા બાદ સાધક અમુક સમય સુધી પોતાના શરીરને વોસિરાવી જિનમુદ્રાથી ઊભો રહે છે,

તે સમયે તે સંસારના બાહ્ય પદાર્થો કે શરીરના મમત્વમાં રહેતો નથી, અને બાહ્ય દૃષ્ટિને સંકેલી લઇ કેવળ આત્મસ્વરૂપમાં લીન થઈ જાય છે તે કાયોત્સર્ગ છે. કાયોત્સર્ગ અંતર્મુખ થવાની સાધના છે.

બહિર્મુખ સ્થિતિમાંથી જ્યારે સાધક અંતર્મુખ સ્થિતિમા પહોંચે છે, ત્યારે નિઃસંગ અને અનાસક્ત સ્થિતિનુ રસાસ્વાદન કરી શકે છે. આ સ્થિતિમાં કોઈ પણ સંકટ આવે તેને સમભાવથી સહન કરે છે. કાયોત્સર્ગનો ઉદ્દેશ શરીર ઉપરની મોહમાયા ઘટાડવાનો છે. જીવનનો મોહ, શરીર ઉપરની મમતા સાધક માટે ઘણા બાધક છે, વિષ સમાન છે. સાધારણ મનુષ્ય પણ કર્તવ્યની અપેક્ષાથી શરીરને વધારે મહત્ત્વ આપે છે તો તે પણ પરિવાર, સમાજ કે રાષ્ટ્રની દુર્ગતિ થવા છતાં તેની રક્ષા કરી શકતો નથી. શરીર અને આત્માને ભિન્ન સમજવાની કળા જ રાષ્ટ્રમા કર્તવ્યની ચેતના જાગૃત કરી શકે છે. જડ ચૈતન્યનુ ભેદ વિજ્ઞાન સમજ્યા વિના આધ્યાત્મ સાધના મૃત સાધના છે.

કાયોત્સર્ગની ઉચ્ચ ભાવના વિના સમય આવ્યે મહાન ઉદ્દેશોની પૂર્તિ માટે પોતાના તુચ્છ સ્વાર્થોનુ બલિદાન કરવાનો વિચાર પણ આવી શકતો નથી. શરીરનો મોહ તે આ જીવનમા ઘણુ મોટુ બંધન છે. કદમ-કદમ ઉપર મૃત્યુનો ભય મનુષ્યને સાધનાક્ષેત્રથી પરાઙ્મુખ થવાની પ્રેરણા આપે છે. આચાર્ય અકલંક આ સર્વે બંધનોથી મુક્ત થવા માટે એકમાત્ર ઉપાય કાયોત્સર્ગ બતાવે છે:—

> "निःसंग-निर्भयत्व-जीविताशा-व्युदासाद्यर्थो व्युत्सर्गः।"
> —राजवार्तिक ५/२६/१०

આચાર્ય અમિતગતિ પોતાના સામાયિક પાઠમા કાયોત્સર્ગ માટે મંગળ કામના કરે છે કેઃ—

शरीरतः कर्तुमनन्तशक्तिं,
विभिन्नमात्मानमपास्तदोषम् ।
जिनेन्द्र! कोषादिव खड्ग–यष्टिं,
तव प्रसादेन ममास्तु शक्तिः ॥२॥

• ઉપજાતિ વૃત્ત •

આત્મીય શક્તિ પ્રગટાવવામાં, શરીરથી ભિન્ન સદા થવામાં;
જે દસ્તબ્યાથે અસિમાન માનું, તારી કૃપાથી વધનો પ્રમાણું.–૨

—હે જિનેન્દ્ર! આપની અપાર કૃપાથી મારા આત્મામાં એવી આધ્યાત્મિક શક્તિ પ્રકટ થાઓ કે હું મારા અનંત શક્તિસંપન્ન, દોષ રહિત નિર્મળ વીતરાગ આત્માને ક્ષણભંગુર શરીરથી એ પ્રમાણે ભિન્ન કરી શકું કે જે પ્રમાણે મ્યાનથી તલવાર પૃથક્ કરી શકાય છે.

જૈનધર્મમાં કાયોત્સર્ગને ઉપરોક્ત ભાવના વ્યક્ત કરવા માટે સ્વતંત્ર સ્થાન મળેલું છે. પ્રત્યેક જૈન સાધકે પ્રતિદિન પ્રાતઃ અને સંધ્યાકાળે નિયમપૂર્વક કાયોત્સર્ગ દ્વારા શરીર અને આત્માના સંબંધમાં વિચાર કરવો જોઈએ કે આ શરીર જુદું છે અને હું જુદો છું. હું અજર-અમર ચૈતન્ય આત્મા છું, મારો કદી નાશ થઈ શકતો નથી. શરીર તો આજે છે, કાલે ન પણ રહે હું આ ક્ષણભંગુર શરીરના મોહમાં મારા કર્તવ્યથી શા માટે પરાઙ્મુખ બનું! આ માટીનો પિંડ મારે માટે એક રમકડું છે. જ્યાં સુધી તે કામ આપે છે ત્યાં સુધી તેનાથી કામ લઈશ. જ્યારે તે તૂટી જશે ત્યારે હું તેને રોઈ બેસું તેમ નથી. મેં એવાં અનંતાનંત રમકડાં મફત કર્યાં અને તે સર્વે માટીમાં મળી ગયાં!

જ્યારે આ શરીર મને કર્તવ્ય પથથી વિમુખ બનાવે, જીવનનો મોહ બતાવી મને આદર્શથી ચ્યુત કરે ત્યારે હું શરીરની અપેક્ષાએ આત્માનો ધ્વનિ સાંભળવાનું જ અધિક પસંદ કરીશ. શરીર મારી સાધના-યાત્રામાં વાહન છે, તેથી તેને હું વ્યર્થ દંડ આપીશ નહિ. પરંતુ તે મારા ઉપર આધિપત્ય જમાવે તેવું કદી નહિ બને' આ કાયોત્સર્ગની ભાવના છે. જે સાધક પ્રતિદિન આ પ્રમાણે શરીરના મમત્વનો ત્યાગ કરવાનો અભ્યાસ કરે છે તે સમય આવ્યે મોહમાયાનો ત્યાગ કરી પોતાના જીવનના મહાન્ લક્ષ્ય સુધી પહોંચવામાં સફળ બને છે. આચાર્ય સકળકીર્તિ કહે છે —

ममत्वं देहतो नश्येत्, कायोत्सर्गेण धीमताम्।
निर्ममत्वं भवेन्नूनं, महाधर्म-सुखाकरम् ॥१८।१८४॥

—પ્રશ્નોત્તર શ્રાવકાચાર

કાયોત્સર્ગ દ્વારા જ્ઞાની સાધકોનો શરીર ઉપરનો મમત્વભાવ છૂટી જાય છે, અને શરીર ઉપરનો મમત્વભાવ છૂટી જવો તે જ વસ્તુતઃ મહાન્ ધર્મ અને સુખ છે.

આજકાલ પ્રતિક્રમણ કરતી વખતે ધ્યાનરૂપ કાયોત્સર્ગ કરવામાં આવે છે ત્યારે મચ્છરથી પોતાને બચાવવા માટે અને શરદી આદિથી રક્ષા કરવા માટે શરીરને દરેક બાજુથી કપડાથી ઢાંકી દેવામાં આવે છે. આમાં મમત્વનો ત્યાગ નથી, કિંતુ શરીર ઉપરનો મોહ છે. કાયોત્સર્ગ તો કષ્ટો સામે શરીરને ખુલ્લું મૂકી દેવામાં છે. કષ્ટ સહિષ્ણુ બનવા માટે કાયોત્સર્ગ કરતી વખતે શરીરને ઓઢવાના વસ્ત્ર રહિત રાખવું તે અધિક ઉત્તમ છે. પ્રાચીન કાળમાં એ જ પરંપરા હતી.

આચાર્ય ધર્મદાસે ઉપદેશમાળામાં પ્રતિક્રમણ અને કાયોત્સર્ગ કરતી વખતે એમ ઓઢવાનો નિષેધ કરેલ છે. કાયોત્સર્ગ કરતી વખતે

ન બોલવુ જોઈએ, ન શરીરને હલાવવુ એક સ્થાન ઉપર પર્વતની માફક નિશ્ચળ અને નિષ્પંદ જિનમુદ્રાથી ઊભા રહી શરીરનુ મમત્વ વોસરાવવાનું હોય છે અને આત્મધ્યાનમા રમણ કરવાનુ હોય છે આચાર્ય ભદ્રબાહુ આવશ્યક નિર્યુક્તિમા આ મમત્વ ત્યાગ ઉપર પ્રકાશ પાડતા કહે છે કે —

> वासी-चंदणकप्पो, जो मरणे जीविए य समसण्णो।
> देहेय अपडिबद्धो, काउस्सग्गो हवइ तस्स ॥१५४८॥

—ભક્તિભાવથી કોઈ ચંદન લગાવે કે કોઈ દ્વેષવશ વાંસલાથી ચામડી ઉતારે, જીવન રહે કે આ ક્ષણે જ મૃત્યુ આવે, પરંતુ જે સાધક દેહમા આસક્તિ રાખતો નથી, ઉક્ત સર્વે સ્થિતિમા સમભાવ રાખે છે, તેનો જ કાયોત્સર્ગ વસ્તુત શુદ્ધ કહેવાય છે

> तिविहाणुवसग्गाण, दिव्वाणं माणुसाण तिरियाणं ।
> सम्ममहियासणाए, काउस्सग्गो हवइ सुध्धो ॥१५४९॥

—જે સાધક કાયોત્સર્ગ સમયે દેવના, મનુષ્ય અને તિર્યંચ સબંધી સર્વે પ્રકારના ઉપસર્ગોને સમ્યક પ્રકારે સહન કરે છે તેનો જ કાયોત્સર્ગ વસ્તુત શુદ્ધ હોય છે

> काउस्सग्गे जह सुट्ठियस्स, भज्जंति अंग मंगाइं।
> इय भिंदति सुविहिया, अट्ठविहं कम्म-संघायं ॥१५५१॥

—જે પ્રમાણે કાયોત્સર્ગમા નિષ્પંદ ઊભા રહેવાથી અંગે-અંગ તૂટવા લાગે છે, દુખવા માંડે છે, તે પ્રમાણે સુવિહિત સાધક કાયોત્સર્ગ દ્વારા પોતાના આઠેય કર્મસમૂહને પીડિત કરે છે અને તેને નષ્ટ કરી દે છે.

अन्नं इमं सरीरं, अन्नो जीवुत्ति कय-बुद्धि।
दुक्ख परिकिलेसकरं, छिंद ममत्तं सरीराओ॥१५५२॥

—શરીર માટેની મમતા રૂપી સર્વ દુઃખોની જડ તોડી નાખવા માટે કાયોત્સર્ગમાં સાધકે એવો સુદૃઢ સંકલ્પ કરી લેવો જોઈએ કે શરીર અન્ય છે અને આત્મા અન્ય.

આ પ્રમાણે કાયોત્સર્ગમાં કેટલી બધી તૈયારી જોઈએ! શરીર ઉપરના મોહને હટાવવાને કેટલી ઉત્કંઠા અપેક્ષિત છે! કાયોત્સર્ગ કર્યા પહેલાં શરીરને વસ્ત્રથી સર્વત્ર ઢાંકી દેવું તે આદર્શ નથી.

કાયોત્સર્ગ માટે આચાર્ય ભદ્રબાહુએ ઉપરોક્ત જે કહ્યું છે તે સાધકની ક્ષમતામાં દૃઢતા લાવવા માટે કહ્યું છે. પરંતુ તેનો અર્થ એ નથી કે સાધક મિથ્યા આગ્રહમા અજ્ઞાનતાવશ પોતાનું જીવન હોમી દે. સાધક અંતે એક સાધારણ મનુષ્ય છે. પરિસ્થિતિ તેને ઢીલો કરી શકે છે.

સર્વ સાધક એક ક્ષણમાં એ ચરમ સ્થિતિ સુધી પહોંચી શકે તે અસંભવ છે. આ યુગમાં જ નહિ, પહેલાના યુગમાં પણ તે અસંભવ હતું. માનવજીવન એક પવિત્ર વસ્તુ છે, તેને કોઈ મહાન ઉદ્દેશની પૂર્તિ માટે જ સુરક્ષિત રાખવાનું કે હોમવાનુ હોય છે. તેથી ભગવાને દુર્બળ સાધકો માટે આવશ્યક સૂત્રમાં થોડા આગારો દર્શાવ્યા છે. કાયોત્સર્ગ કરતા પહેલાં તે આગાર-સૂત્રો જાણી લેવાં જોઈએ.

ખાંસી, છીંક, ઓડકાર, મૂર્છા આદિ શારીરિક વ્યાધિનો આગાર રાખવામાં આવે છે, કારણ શરીર તે શરીર છે, વ્યાધિનું ઘર છે. કોઈ આકસ્મિક કારણથી શરીરમા કંપન આવી જાય તો પણ કાયોત્સર્ગનો ભંગ થતો નથી. દીવાલ કે છત આદિ તૂટવાથી, આગ લાગવાથી, ચોર કે રાજા આદિનો ઉપદ્રવ થવાથી અને અચાનક મારવા-કાપવાનો

ઉપદ્રવ આવી પડવાથી પણ કાયોત્સર્ગ પારી પોતાની સુરક્ષા માટે ઉપદ્રવ રહિત જગ્યાએ જવાનો પ્રબંધ કરવો જોઈએ

એવા કષ્ટના સમયે ધર્મનો વ્યર્થ અહંકાર રાખી પહેના ઊભા રહેવુ અને ત્યાર બાદ કષ્ટ સહન કરવાનુ ધૈર્ય ખૂટી જતા કે મૃત્યુના ભયથી ભયભીત થતા આર્ત અને રૌદ્ર ધ્યાન કરવુ તે સયમ માર્ગ માટે ઘાતક છે જૈન સાધનાનો મૂળ ઉદ્દેશ આર્ત રૌદ્ર ધ્યાનની પરિણતિને બધ કરવાનો છે તેથી તે પરિણતિ કાયોત્સર્ગ દ્વારા જ્યા સુધી બધ રહે ત્યા સુધી તો કાયોત્સર્ગનું આસેવન હિતકર છે, પરતુ જો એ પરિણતિ પરિસ્થિતિવશ કાયોત્સર્ગ સમાપ્ત કરવાથી જ બધ થતી હોય તો તે માર્ગ પણ ઉપાદેય છે

કેવળ પોતાની જ રક્ષા નહિ, પરતુ અન્યની રક્ષા માટે પણ કાયોત્સર્ગ પૂર્ણ થયા પહેના પારવો પડે તો પારવો આવશ્યક છે ધ્યાનસ્થ સાધક સામે પચેન્દ્રિય જીવોનુ છેદન ભે ન થતુ હોય કોઈને સપ દશ દીએ આદિ કારણોમા તાત્કાલિક સહાયતા કરવા માટે જૈન પરપરામા કાયોત્સગ પારવાની સ્પષ્ટ આજ્ઞા છે કારણ તે રક્ષાનુ કાર્ય કાયોત્સગથી પણ અધિક શ્રેષ્ઠ છે આચાર્ય ભદ્રબાહુ આવશ્યક નિર્યુક્તિમા આ ભાવનાઓને સ્પષ્ટ કરે છ —

अगणीओ छिंदिज्ज वा, बोहिपरवोभाइ दीहडक्को वा।
आगारेहिं अभग्गो, उसग्गो एवमाईहिं* ॥१५१६॥

જેનધર્મ વિવેક ધર્મ છે જે સ્થિતિ વિવેકપૂર્ણ હોય લાભપૂર્ણ હોય આર્ત રૌદ્ર દુર્ધ્યાનની પરિણતિને ન્યૂન કરનાર હોય તે સ્થિતિનો

---

*આ ગાથા આગાર સૂત્રાતરગત્ ' एवमाइएहिं आगारेहिं પદના સ્પષ્ટીકરણ માટે આપવામા આવી છે

સ્વીકાર કરવો તે જૈન ધર્મનો આદર્શ છે. દુરાગ્રહમાં નહિ, સદાગ્રહમા જ જૈન ધર્મના આત્માનો નિવાસ છે.

આગમ સાહિત્યમાં કાયોત્સર્ગના બે ભેદ દર્શાવ્યા છે: દ્રવ્ય અને ભાવ. શરીરની ચેષ્ટાઓનો નિરોધ કરી એક સ્થાન ઉપર જિનમુદ્રાથી નિશ્ચલ અને નિ:સ્પંદ સ્થિતિમાં ઊભું રહેવું તે દ્રવ્ય-કાયોત્સર્ગનો અર્થ છે.

સાધના ક્ષેત્રમા આ આવશ્યક છે, પરંતુ તેની સાથે ભાવ હોવો જોઈએ. કેવળ દ્રવ્યનું જૈન ધર્મમા કાંઈ મહત્ત્વ નથી. એક આચાર્ય કહે છે કે આ દ્રવ્ય તો એકેન્દ્રિય વૃક્ષો અને પર્વતોમાં પણ મળી શકે છે. કેવળ નિસ્પંદ થઈ જવામા જ સાધનાનો પ્રાણ પૂરી શકાતો નથી સાધનાનો પ્રાણ છે ભાવ આર્ત્ત અને રૌદ્ર દુર્ધ્યાનોનો ત્યાગ કરી ધર્મ અને શુક્લ ધ્યાનમા રમણ કરવુ, મનમા શુદ્ધ વિચારોનો પ્રવાહ વહેરાવવો, આત્માના મૂળસ્વરૂપ તરફ ગમન કરવું તે ભાવ-કાયોત્સર્ગ છે. કાયોત્સર્ગમા ધ્યાનનો જ મહિમા છે. દ્રવ્ય તો ધ્યાન માટે કેવળ ભૂમિકા છે

આચાર્ય જિનદાસ આવશ્યક ચૂર્ણિમા કહે છે.—

*'सो पुण काउस्सग्गो दव्वतो भावतो य भवति, दव्वतो कायचेट्ठानिरोहो, भावतो काउस्सग्गो झाण।'* અને ઉત્તરાધ્યયન સૂત્રમા સમાચારી અધ્યયનમાં વારંવાર કહ્યુ છે કે-'काउस्सग्ग तओ कुज्जा, सव्वदुक्खविमोक्खण।' કાયોત્સર્ગ સર્વ દુ:ખનો ક્ષય કરનાર છે, પરતુ કયો કાયોત્સર્ગ? દ્રવ્ય સાથે ભાવ કાયોત્સર્ગ હોવો જોઈએ

આ કાયોત્સર્ગ બે રૂપે કરવામા આવે છે એક ચેષ્ટા કાયોત્સર્ગ, બીજો અભિભવ કાયોત્સર્ગ ચેષ્ટા કાયોત્સર્ગ પરિમિત કાળ સુધી ગમનાગમનાદિ અને આવશ્યકાદિના રૂપમા પ્રાયશ્ચિત્ત સ્વરૂપ હોય છે; અને અભિભવ કાયોત્સર્ગ યાવજ્જીવન માટે હોય છે.

ઉપસર્ગ આદિ આવતા યાવજ્જીવન માટે સાગારી સંથારારૂપ કાયોત્સર્ગ કરવામા આવે છે. તેમા એ ભાવના રહે છે કે જો હું મરી જાઉ તો મારો આ કાયોત્સર્ગ યાવજ્જીવન માટે હોજો, અને જો બચી જાઉ અને જીવતો રહું તો ઉપસર્ગ રહે ત્યા સુધી આ કાયોત્સર્ગ હોજો

યાવજ્જીવન માટે સંથારો કરતી વખતે કાયાનો જે ઉત્સર્ગ કરવામા આવે છે તે ભવ ચરિમ અર્થાત્ આમરણ અનશનરૂપ હોય છે સંથારાના ઘણા ભેદ છે, જેને વિષે મૂળ આગમ સાહિત્યથી અથવા આવશ્યક નિર્યુક્તિ આદિ ગ્રંથોથી જાણી શકાય છે પ્રથમ ચેષ્ટા કાયોત્સર્ગ અંતિમ અભિભવ કાયોત્સર્ગ માટે અભ્યાસરૂપ હોય છે

નિત્ય કાયોત્સર્ગનો અભ્યાસ કરવાથી એવુ આત્મબળ પેદા કરી શકાય છે કે જેના ફળસ્વરૂપ સાધક એક દિવસ મૃત્યુ સામે ઉલ્લાસપૂર્વક હસતો ઉભો રહી શકે છે અને મરીને પણ મૃત્યુ ઉપર વિજય મેળવી શકે છે.

કાયોત્સર્ગનું દ્રવ્ય અને ભાવ સ્વરૂપ સમજવા માટે એક જૈનાચાર્ય તેના ચાર રૂપનુ નિરૂપણ કરે છે અહીં તેનો સક્ષેપમા ઉલ્લેખ કરવામા આવે છે —

૧. ઉત્થિત-ઉત્થિત—સાધક જ્યારે દ્રવ્ય સાથે ભાવ કાયોત્સર્ગ માટે તૈયાર થાય છે, આર્ત્ત અને રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરી ધર્મ અને શુક્લ ધ્યાનમા રમણ કરે છે ત્યારે ઉત્થિતોત્થિત કાયોત્સર્ગ થાય છે આ કાયોત્સર્ગ સર્વોત્કૃષ્ટ છે તેમા આત્મા અન્તરંગ બની કર્મો સાથે યુદ્ધ કરવા માટે પૂર્ણ તૈયારી કરી ઊભો થઈ જાય છે

૨. ઉત્થિત-નિવિષ્ટ—અયોગ્ય સાધક દ્રવ્યથી તો ઉપસ્થિત થાય છે પરંતુ ભાવથી પડી જાય છે અર્થાત્ આર્તરૌદ્ર ધ્યાનની પરિ

ણુતિમાં રત રહે છે ત્યારે ઉત્થિત નિવિષ્ટ કાયોત્સર્ગ થાય છે. આમા શરીર તો ઊભુ રહે છે પન્તુ આત્મા ઉપસ્થિત રહે છે.

૩. ઉપવિષ્ટ-ઉત્થિત—અશક્ત અને વૃદ્ધ સાધક ઊભો તો રહી શકતો નથી પરતુ અદર ભાવશુદ્ધિનો પ્રવાહ તીવ્ર હોય છે તેથી જ્યારે તે શારીરિક સુવિધાની દૃષ્ટિથી પદ્માસન આદિથી બેસી ધર્મધ્યાન અને શુક્લધ્યાનમા રમણ કરે છે ત્યારે ઉપવિષ્ટ કાયોત્સર્ગ થાય છે. તેમા શરીર તો બેસી રહે છે, પરતુ આત્મા ઊભો થઇ ગયેલ હોય છે

૪. ઉપવિષ્ટ-નિવિષ્ટ—જ્યારે આળસુ અને કર્તવ્યશૂન્ય સાધક શરીરથી પણ બેસી રહે છે અને ભાવથી પણ બેસી રહે છે, ધર્મ-ધ્યાન તરફ ન જતા સામાજિક વિષયભોગોની કલ્પનાઓ કરતો રહે છે ત્યારે ઉપવિષ્ટ નિવિષ્ટ કાયોત્સર્ગ થાય છે આ કાયોત્સર્ગ નથી, કાયોત્સર્ગનો દભ છે

ઉપરોક્ત કાયોત્સર્ગ ચતુષ્ટયમાથી સાધક જીવન માટે પહેલો અને ત્રીજો કાયોત્સર્ગ જ ઉપાદેય છે આ બે જ કાયોત્સર્ગ વાસ્તવિક રૂપે કાયોત્સર્ગ માનવામા આવે છે, તેના દ્વારા જ જન્મ મરણના બધન કપાય છે અને આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપ સુધી પહોચી વાસ્તવિક આધ્યાત્મિક આનદની અનુભૂતિ પ્રાપ્ત કરે છે

## ૧૫
# પ્રત્યાખ્યાન આવશ્યક

સંસારમા જે કાઇ દૃશ્ય અને અદૃશ્ય વસ્તુસમૂહ છે તે સર્વેને એક વ્યક્તિ ભોગવી શકતી નથી અને તે સર્વે પદાર્થો ભોગવવા યોગ્ય પણ હોતા નથી ભોગમા તલ્લીન રહી કોઈ પણ મનુષ્ય કદાપિ શાતિ અને આનદ મેળવી શકતો નથી વાસ્તવિક આનદ તથા અક્ષય શાતિ માટે ભોગોનો ત્યાગ કરવો તે એકમાત્ર ઉપાય છે તેથી પ્રત્યાખ્યાન આવશ્યક દ્વારા સાધક વ્યર્થ ભોગોથી બચે છે, આસક્તિના બધનથી મુક્ત થાય છે અને સ્થાયી આત્મિક શાતિ મેળવવાનો પ્રયત્ન કરે છે

પ્રત્યાખ્યાનનો અર્થ છે—ત્યાગ કરવુ પ્રવૃત્તિ प्रतिकूलतया आमर्यादया ख्यान* प्रत्याख्यानम्।

—યોગશાસ્ત્ર વૃત્તિ

* પ્રત્યાખ્યાનમા ત્રણ શબ્દો છે—પ્રતિ+આ+આખ્યાન અવિરતિ અને અસયમ પ્રતિ અર્થાત્ પ્રતિકૂળ રૂપમા 'આ' એટલે મર્યાદા સ્વરૂપ આકાર સાથે આખ્યાન એટલે પ્રતિજ્ઞા કરવી તેનું નામ પ્રત્યાખ્યાન છે 'अविरति स्वरूप प्रभृति प्रतिकूलतया आ मर्यादया आकारकरणस्वरूपया आख्यान-कथनं प्रत्याख्यानम्।

—પ્રવચન સારોદ્ધાર વૃત્તિ

આત્મસ્વરૂપ પ્રત્યે આ એટલે અભિવ્યાપ્ત રૂપે જેનાથી અનાગ્રહરૂપ ગુણ ઉત્પન્ન થાય એ પ્રકારનુ આખ્યાન-કથન કરવું તે પ્રત્યાખ્યાન છે

અવિરતિભાવ પ્રત્યે આ મર્યાદા સહિત અશુભ યોગની નિવૃત્તિ અને શુભ યોગમા પ્રવૃત્તિનું આખ્યાન કરવું તે પ્રત્યાખ્યાન છે

ત્યાગવા યોગ્ય વસ્તુ બે પ્રકારની છે : અન્ન, વસ્ત્ર આદિ વસ્તુઓ દ્રવ્યરૂપ છે તેથી તેનો ત્યાગ **દ્રવ્ય-ત્યાગ** છે. અજ્ઞાન, મિથ્યાત્વ, અસંયમ અને કષાય આદિ વૈભાવિક વિકાર ભાવરૂપ છે, તેથી તેનો ત્યાગ **ભાવ-ત્યાગ** છે. દ્રવ્ય-ત્યાગની વાસ્તવિક આધારભૂમિ ભાવ-ત્યાગ છે. તેથી દ્રવ્ય-ત્યાગ, જ્યારે રાગદ્વેષ અને કષાયોની મંદતા કરવા માટે અને જ્ઞાનાદિ સદ્ગુણોની પ્રાપ્તિ કરવા માટે કરવામાં આવે છે ત્યારે જ તે પ્રત્યાખ્યાનની કોટિમાં આવી શકે છે. જે દ્રવ્ય-ત્યાગ ભાવ-ત્યાગપૂર્વક હોતો નથી અને ભાવ-ત્યાગ માટે કરવામાં આવતો નથી તેવા દ્રવ્ય-ત્યાગથી આત્મગુણોનો વિકાસ કોઈ પણ અંશે કે કોઈ પણ દશામાં થઈ શકતો નથી તેથી ઊલટું કદી કરી તો આવો ત્યાગ મિથ્યાભિમાન અને દંભના કારણથી અધઃપતનનું કારણ બની જાય છે.

માનવ જીવનમાં આસક્તિ જ સર્વ દુઃખોનું મૂળ કારણ છે. જ્યાં સુધી આસક્તિ છે ત્યાં સુધી કોઈ પણ પ્રકારની આત્મશાંતિ મળી શકતી નથી. ભવિષ્ય માટેની તૃષ્ણા—આસક્તિ રોકવાને માટે પ્રત્યાખ્યાન એક અમોઘ ઉપાય છે. પ્રત્યાખ્યાનથી આશા, તૃષ્ણા, લોભ-લાલચ આદિ વિષય વિકારો ઉપર વિજય પ્રાપ્ત કરી શકાય છે.

પ્રતિક્રમણ અને કાયોત્સર્ગ દ્વારા આત્મશુદ્ધિ કર્યા બાદ, આપણા આત્મામાં પાપકર્મ પ્રવિષ્ટ ન થઈ શકે તને માટે પ્રત્યાખ્યાન કરવામાં આવે છે.

અનુયોગદ્વાર સૂત્રમાં પ્રત્યાખ્યાનનું નામ ગુણધારણ પણ આપ્યું છે. ગુણધારણ એટલે વ્રતરૂપ ગુણોને ધારણ કરવા. પ્રત્યાખ્યાન દ્વારા આત્મા મન વચન-કાયાને અપ્રશસ્ત પ્રવૃત્તિઓથી રોકી શુભ પ્રવૃત્તિઓ પર કેન્દ્રિત કરે છે. તેથી ઇચ્છાનિરોધ, તૃષ્ણા અભાવ, સુખ

શાંતિ આદિ અનેક સદ્‌ગુણોની પ્રાપ્તિ થાય છે આચાર્ય ભદ્રબાહુ આવશ્યક નિર્યુક્તિમાં કહે છે કે —

पच्चक्खाणमि कए,
आसवदाराइ हुंति पिहियाइं।
आसव-वुच्छेएणं,
तण्हा-वुच्छयण होइ ॥ १५९४ ॥

—પ્રત્યાખ્યાન કરવાથી સંયમ થાય છે, સંયમથી આશ્રવ નિરોધ થાય છે અને આશ્રવ નિરોધથી તૃષ્ણાનો નાશ થાય છે

तण्हा-वोच्छेदेण य,
अउलोवसमो भवे मणुस्साण।
अउलोवसमेण पुणो,
पच्चक्खाणं हवइ सुद्धं ॥ १५९५ ॥

—તૃષ્ણાના નાશથી અનુપમ ઉપશમભાવ અર્થાત્ માધ્યસ્થ પરિણામ થાય છે અને અનુપમ ઉપશમભાવથી વળી પ્રત્યાખ્યાન શુદ્ધ થાય છે

तत्तो चरित्तधम्मो,
कम्मविवेगो तओ अपुव्व तु।
तत्तो केवल-नाणं,
तओ य मुक्खो सया सुक्खो ॥ १५९६ ॥

—ઉપશમ ભાવથી ચારિત્ર ધર્મ પ્રગટ થાય છે, ચારિત્રધર્મથી કર્મોની નિર્જરા થાય છે અને તેથી અપૂર્વકરણ પ્રાપ્ત થાય છે અપૂર્વકરણથી કેવળ જ્ઞાન અને કેવળ જ્ઞાનથી શાશ્વત સુખમય મુક્તિ પ્રાપ્ત થાય છે

પ્રત્યાખ્યાનના મુખ્ય બે ભેદ છે: ૧. મૂળગુણ પ્રત્યાખ્યાન અને ૨. ઉત્તરગુણ પ્રત્યાખ્યાન. મૂળગુણ પ્રત્યાખ્યાનના પણ પુનઃ બે ભેદ છે: સર્વગુણ પ્રત્યાખ્યાન અને દેશગુણ પ્રત્યાખ્યાન. સાધુઓનાં પાંચ મહાવ્રત સર્વમૂળગુણ પ્રત્યાખ્યાન છે અને શ્રાવકનાં પાંચ અણુવ્રત દેશગુણ પ્રત્યાખ્યાન છે. મૂળગુણ પ્રત્યાખ્યાન યાવજ્જીવન માટે ગ્રહણ કરવામાં આવે છે.

ઉત્તરગુણ પ્રત્યાખ્યાન પ્રતિદિન અને થોડા દિવસ માટે ઉપયોગી હોય છે. તેના પણ બે પ્રકાર છે: દેશઉત્તરગુણ પ્રત્યાખ્યાન અને સર્વઉત્તરગુણ પ્રત્યાખ્યાન. શ્રાવકનાં ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત દેશઉત્તરગુણ પ્રત્યાખ્યાન છે. અનાગત આદિ દશ પ્રકારનાં પ્રત્યાખ્યાન સર્વઉત્તરગુણ પ્રત્યાખ્યાન છે, જે સાધુ અને શ્રાવક બન્ને માટે છે.

અનાગત આદિ દશ પ્રત્યાખ્યાન આ પ્રમાણે છે:—

(૧) **અનાગત**–પર્યુષણ આદિ પર્વમા કરવામા આવતું વિશિષ્ટ તપ તે પર્વ પહેલાં જ કરી લેવું, જેથી પર્વના સમયે ગ્લાન, વૃદ્ધ આદિની સેવા નિર્બાધ રૂપે કરી શકાય.

(૨) **અતિક્રાંત**–પર્વના દિવસે વૈયાવૃત્ય આદિ કાર્યમાં રહેવાથી ઉપવાસ આદિ તપ ન બની શક્યું હોય તો ત્યાર બાદ કોઈ અપર્વના દિવસે તપ કરવું તે.

(૩) **કોટિ સહિત**–ઉપવાસ આદિ એક તપ જે દિવસે પૂર્ણ થતું હોય તે દિવસે પારણું કર્યા વિના બીજું તપ પ્રારંભ કરવું તે કોટિ સહિત તપ છે. કોટિ સહિત તપમાં પ્રત્યાખ્યાનની આદિ અને અંતિમ કોટિ મળી જાય છે.

(૪) નિયંત્રિત–જે દિવસે પ્રત્યાખ્યાન કરવાનો સંકલ્પ કર્યો હોય તે નિયમિત દિવસે રોગ આદિથી વિશેષ અડચણ, વિઘ્ન અને બાધા આવવા છતાં પણ દૃઢતાપૂર્વક સંકલ્પિત પ્રત્યાખ્યાન કરવાં તે નિયંત્રિત પ્રત્યાખ્યાન છે. આ પ્રત્યાખ્યાન પ્રાયઃ ચૌદ પૂર્વધારી, જિનકલ્પી અને દશ પૂર્વધારી મુનિ માટે હોય છે. આજના યુગમાં આ પરંપરા નથી એવું પ્રાચીન આચાર્યોનું સ્પષ્ટીકરણ છે.

(૫) સાકાર–પ્રત્યાખ્યાન કરતી વખતે આકાર વિશેષ અર્થાત્ અપવાદની છૂટ રાખી લેવી તે સાકાર તપ છે.

(૬) નિરાકાર–આકાર રાખ્યા વિના પ્રત્યાખ્યાન કરવાં તે નિરાકાર તપ છે. તેમા દઢ ધૈર્યબળ જોઈએ.

(૭) પરિમાણકૃત–દત્તી, ગ્રાસ, ખાવાનાં દ્રવ્યો અને ગૃહ આદિની સંખ્યાનો નિયમ કરવો તે પરિમાણકૃત છે. જેમકે આટલા ઘરથી તથા આટલા ગ્રાસથી વધારે ભોજન નહિ લઉં.

(૮) નિરવશેષ–અશનાદિ ચતુર્વિધ આહારનો ત્યાગ કરવો તે નિરવશેષ તપ છે.

(૯) સાંકેતિક–સંકેતપૂર્વક કરવામાં આવતાં પ્રત્યાખ્યાન સાંકેતિક છે મુઠ્ઠી વાળી કે ગાંઠ બાંધી એવાં પ્રત્યાખ્યાન કરવાં કે જ્યાં સુધી મુઠ્ઠી કે ગાંઠ ન ખોલું ત્યાં સુધી હું આહારનો ત્યાગ કરું છું. આ પ્રત્યાખ્યાનનો ઉદ્દેશ પોતાની સુવિધાનુસાર વિરતિનો અભ્યાસ કરવાનો છે

(૧૦) અદ્ધા પ્રત્યાખ્યાન–અમુક સમયની નિશ્ચિત મર્યાદાવાળાં–નવકારશી, પોરિસી આદિ દશ પ્રત્યાખ્યાન અદ્ધા પ્રત્યાખ્યાન કહેવાય છે. કાળને અદ્ધા કહે છે.

—ભગવતી સૂત્ર ૭/૨

સાધના-ક્ષેત્રમાં પ્રત્યાખ્યાન પણ મહત્ત્વપૂર્ણ સાધના છે. પ્રત્યાખ્યાનને પૂર્ણ વિશુદ્ધ રૂપે પાલન કરવામાં જ સાધકની મહત્તા છે. નિમ્નોક્ત ૭ પ્રકારની વિશુદ્ધિયુક્ત પાલન કરેલાં પ્રત્યાખ્યાનો જ શુદ્ધ અને દોષ રહિત હોય છે:—

(૧) શ્રદ્ધા-વિશુદ્ધિ–શાસ્ત્રોક્ત વિધાન પ્રમાણે પાંચ મહાવ્રત અને બાર વ્રત આદિ પ્રત્યાખ્યાનની શુદ્ધ શ્રદ્ધા કરવી તે શ્રદ્ધા-વિશુદ્ધિ છે.

(૨) જ્ઞાન-વિશુદ્ધિ–જિન કલ્પ, સ્થવિર કલ્પ, મૂળગુણ, ઉત્તરગુણ તથા પ્રાતઃકાળ આદિ રૂપે જે સમયે જેને માટે જે પ્રત્યાખ્યાનનું જે સ્વરૂપ હોય છે તેને તે જ પ્રમાણે જાણવુ તે જ્ઞાનવિશુદ્ધિ છે.

(૩) વિનય-વિશુદ્ધિ–મન, વચન અને કાયાથી સંયત બની, પ્રત્યાખ્યાન સમયે જેટલી વંદનાઓનુ વિધાન છે તદનુસાર વંદના કરવી તે વિનય-વિશુદ્ધિ છે.

(૪) અનુભાષણા શુદ્ધિ–પ્રત્યાખ્યાન કરતી વખતે ગુરુની સામે હાથ જોડી ઊભા રહેવુ, ગુરુ કહે તે પ્રમાણે પાઠ બરાબર બોલવા અને ગુરુ 'वोसिरेहि' કહે ત્યારે 'वोसिरामि' વગેરે યથાસમય કહેવું તે અનુભાષણા શુદ્ધિ છે.

(૫) અનુપાલના શુદ્ધિ–ભયંકર વનમા, દુષ્કાળમાં, બિમારી વગેરેમાં પણ વ્રતનું ઉત્સાહપૂર્વક સમ્યક્ પ્રકારે પાલન કરવું તે અનુપાલના શુદ્ધિ છે.

(૬) ભાવ-વિશુદ્ધિ–રાગ, દ્વેષ તથા પરિણામરૂપ દોષોથી રહિત પવિત્ર ભાવનાથી પ્રત્યાખ્યાન કરી તેનું પાલન કરવું તે ભાવ વિશુદ્ધિ છે.

પ્રત્યાખ્યાનથી અમુક વ્યક્તિની પૂજા-પ્રતિષ્ઠા થઈ રહી છે તેથી હું પણ એવાં પ્રત્યાખ્યાન કરું, એવું વિચારવું તે રાગ છે.

હું એવાં પ્રત્યાખ્યાન કરું કે જેથી સર્વે માણસો મારા ત્યાગ પ્રત્યે અનુરક્ત બની જાય, અને તેથી અમુક શ્રાવક કે સાધુનો આદર જ ન રહે, એવું ચિંતવવું તે દ્વેષ છે.

ઐહિક તથા પારલૌકિક કીર્તિ, યશ, વૈભવ આદિ કોઈ પણ જાતનાં ફળની ઇચ્છાથી પ્રત્યાખ્યાન કરવાં તે પરિણામ-દોષ છે.

—આવશ્યક નિર્યુક્તિ

ઉક્ત પ્રત્યાખ્યાન-શુદ્ધિઓનું વર્ણન ઠાણાંગ સૂત્રમાં પાંચમે ઠાણે પણ આપેલું છે, પરંતુ ત્યાં જ્ઞાનશુદ્ધિનો ઉલ્લેખ ન કરતાં, શેષ પાંચનો જ ઉલ્લેખ છે. શ્રદ્ધા-શુદ્ધિમાં જ જ્ઞાનશુદ્ધિનો અંતર્ભાવ થઈ જાય છે, કારણ શ્રદ્ધા સાથે નિયમથી જ્ઞાન જ હોય છે, અજ્ઞાન નહિ.

પ્રત્યાખ્યાન ગ્રહણ કરવાના સંબંધમાં એક મહત્ત્વપૂર્ણ ચોભંગી છે તેના ઉપર ખાસ લક્ષ આપવું જોઈએ:—

૧. પ્રત્યાખ્યાન કરનાર પ્રત્યાખ્યાનના સ્વરૂપનો જ્ઞાતા હોય અને વિવેકી તથા વિચારશીલ હોય, તેમજ પ્રત્યાખ્યાન કરાવનાર ગુરુદેવ પણ ગીતાર્થ તથા પ્રત્યાખ્યાન-વિધિના સમ્યક્ પ્રકારે જ્ઞાતા હોય તો તે પ્રત્યાખ્યાન શુદ્ધ પ્રત્યાખ્યાન છે. આ પહેલો ભાંગો છે.

૨. પ્રત્યાખ્યાન કરાવનાર ગુરુદેવ તો ગીતાર્થ હોય, પરંતુ સાધક વિવેકી અને પ્રત્યાખ્યાન સ્વરૂપનો જાણકાર ન હોય તે બીજો ભાંગો છે. જો ગુરુદેવ પ્રત્યાખ્યાન કરાવતી વખતે સંક્ષેપમાં અબોધ સાધકને પ્રત્યાખ્યાનની જાણકારી કરાવે તો આ બીજો ભાંગો શુદ્ધ બની જાય છે, અન્યથા અશુદ્ધ. જ્ઞાન વિના પ્રત્યાખ્યાન ગ્રહણ કરવાં તે દુષ્પ્રત્યાખ્યાન માનવામાં આવેલ છે.

૩ ગુરુદેવ પ્રત્યાખ્યાન વિધિના જ્ઞાતા ન હોય કિંતુ સાધક જાણકાર હોય તે ત્રીજો ભાગો છે. ગીતાર્થ ગુરુદેવના અભાવમાં જો કેવળ સાક્ષી રૂપે અગીતાર્થ ગુરુ પાસે કે માતાપિતા આદિ પાસે પ્રત્યાખ્યાન ગ્રહણ કરવામા આવે તો તે ભાગો શુદ્ધ માનવામા આવે છે. જો ઓન મજ્ઞા રૂપે ગીતાર્થ ગુરુદેવ વિદ્યમાન હોવા છતા અગીતાર્થ પાસે પ્રત્યાખ્યાન ગ્રહણ કરવામા આવે તો આ ભાગો પણ અશુદ્ધ માનવામા આવે છે.

૪ પ્રત્યાખ્યાન લેનાર પણ અગીતાર્થ, વિવેકશૂન્ય હોય અને પ્રત્યાખ્યાન આપનાર ગુરુ પણ શાસ્ત્ર જ્ઞાનથી શૂન્ય અવિવેકી હોય તો આ ચોથો ભાગો પૂર્ણ રીતે અશુદ્ધ માનવામા આવે છે

ભગવતી સૂત્રમા વર્ણન છે કે જીવ, અજીવનુ જેને જ્ઞાન છે તેના પ્રત્યાખ્યાન સુપ્રત્યાખ્યાન છે, પરતુ જેને તેનું જ્ઞાન નથી તેના પ્રત્યાખ્યાન દુષ્પ્રત્યાખ્યાન છે અજ્ઞાની સાધક પ્રત્યાખ્યાનની પ્રતિજ્ઞા કરતા સત્ય બોલતો નથી, પરતુ જૂઠ બોલે છે, તે અસયત છે, અવિરત છે, પાપકર્મી છે, એકાત બાળ છે

પ્રત્યાખ્યાન આવશ્યક સયમની સાધનામા પ્રકાશ અર્પણ કરે છે, ત્યાગ વૈરાગ્યને દઢ બનાવે છે, તેથી આ આવશ્યકનુ યથાવિધિ પાલન કરી આત્મકલ્યાણ કરવુ જોઇએ

## ૧૬

# આવશ્યકનો ક્રમ

જે જીવો અન્તર્દષ્ટિ છે, તેઓ જીવનનો મુખ્ય ઉદ્દેશ સમભાવ અર્થાત્ સામાયિક પ્રાપ્ત કરવાનો છે, તેથી તેના પ્રત્યેક વ્યવહારમા સમભાવ સ્પષ્ટ દેખી શકાય છે

આવા જીવો જ્યારે કોઈ મહાપુરુષોને સમભાવની પૂર્ણતાના શિખરે પહોંચેલ જુએ કે જાણે છે ત્યારે તેઓ ભક્તિભાવથી ગદ્ગદ બની તેઓના સ્વાભાવિક ગુણોની સ્તુતિ કરવા લાગે છે

તે ઉપરાત અતર્દષ્ટિ સાધક ઘણો જ નમ્ર, વિનયી અને ગુણાનુરાગી હોવાથી સમભાવમા સ્થિત સાધુ પુરુષને વન્દન કે નમસ્કાર કરવાનું પણ કદી ભૂલતો નથી

આવા અતર્દષ્ટિ સાધકો એટલા બધા અપ્રમત્ત, જાગ્રત અને સાવધાન હોય છે કે તેઓ કદાચિત્ પૂર્વવાસના કે કુસંસ્કારવશ સમભાવથી પતિત થાય તો પણ, તે પ્રમત્ત દશાના કારણોનું પ્રતિક્રમણ આલોચના, પશ્ચાત્તાપ આદિ કરી પોતાની પૂર્વ સ્થિતિ પ્રાપ્ત કરી જ લે છે અને કોઈ કોઈ વાર તો પૂર્વ સ્થિતિથી પણ આગળ વધી જાય છે

ધ્યાન જ આધ્યાત્મિક જીવનની ચાવી છે. તેથી જ અંતર્દષ્ટિ-સાધકો વારંવાર ધ્યાન કાયોત્સર્ગ કરે છે. ધ્યાનથી સંયમ પ્રત્યે એકાગ્રતાની ભાવના પરિપુષ્ટ બને છે. ધ્યાન દ્વારા વિશેષ આત્મશુદ્ધિ કરતા કરતા તેઓ આત્મસ્વરૂપમાં વિશેષ લીન થઇ જાય છે, અને પરિણામે જડ વસ્તુઓના ભોગના ત્યાગરૂપ પ્રત્યાખ્યાન તેમને માટે સહજ સ્વાભાવિક બની જાય છે.

આમ જોતા સ્પષ્ટ થાય છે કે આધ્યાત્મિક પુરુષોના ઉચ્ચ અને સ્વાભાવિક જીવનના પૃથક્કરણ રૂપે જ "આવશ્યક ક્રિયા" છે, એમ હોવાથી તેનો ક્રમ પણ તેટલો જ સ્વાભાવિક અને કુદરતી છે.

## ક્રમની સ્વાભાવિકતાની ઉપપત્તિ

જ્યાં સુધી સામાયિક પ્રાપ્ત ન થાય અર્થાત્ આત્મા સમભાવમા સ્થિર ન થાય ત્યાં સુધી "ચતુર્વિંશતિ સ્તવ" ભાવપૂર્વક થઇ શકતુ નથી; કારણ જ્યાં સુધી આત્મા સ્વયં સ્થિર કે સમભાવમાં હોતો નથી ત્યાં સુધી સમભાવના શિખરે રહેલા મહાન પુરુષોમા રહેલા ગુણો જાણી શકતો નથી, તેમજ તે ગુણોથી ઉત્સાહિત અને પ્રસન્ન બની તેની પ્રશંસા પણ કરી શકતો નથી. તેથી 'સામાયિક'ની પછી 'ચતુર્વિંશતિ સ્તવ' આવે છે.

ચતુર્વિંશતિ સ્તવ કરનાર જ ગુરુદેવને યથાવિધિ "વન્દન" કરી શકે છે; કારણ પોતાના ઇષ્ટદેવ ચોવીશ તીર્થંકરના ગુણોથી પ્રસન્ન થઈ જેણે તેમની સ્તુતિ કરી નથી, તે તીર્થંકર દેવોની વાણીના ઉપદેશક સદ્દગુરઓને ભક્તિભાવપૂર્વક વદન કરી શકતો જ નથી. તેથી ચતુર્વિંશતિ સ્તવની પછી 'વંદન'નો ક્રમ છે.

વન્દન પછી 'પ્રતિક્રમણ' રાખવાનો હેતુ એ છે કે આલોચના ગુરુ સમક્ષ જ કરી શકાય; જે ગુરુને વન્દન કરતો નથી, તે ગુરુદેવનું

બહુમાન કરી તેમની પાસે પોતાનું હૃદય ખોલી કૃત પાપોની આલોચના પણ કરી શકતો નથી

કાયોત્સર્ગ માટે જરૂરી યોગ્યતા પ્રતિક્રમણ કર્યા પછી જ પ્રાપ્ત થાય છે કારણ જ્યાં સુધી પ્રતિક્રમણ દ્વારા વ્રતોના અતિચાર રૂપ છિદ્રોને બંધ કર્યા નથી—પાપની આલોચના કરી ચિત્ત-શુદ્ધિ કરી નથી, ત્યાં સુધી ધર્મધ્યાન કે શુક્લ ધ્યાન માટે એકાગ્રતા પ્રાપ્ત કરવાનો જે કાયોત્સર્ગનો ઉદ્દેશ છે તે કોઈ પણ રીતે સફળ થતો નથી આલોચના દ્વારા ચિત્તશુદ્ધિ કર્યા વિના જે સાધક કાયોત્સર્ગ કરે છે, તેના મુખેથી ગમે તેવા પરમ પવિત્ર શબ્દોનો જાપ થાય તો પણ તેના હૃદયમાં ઉચ્ચ ધ્યેયનો વિચાર કદી પણ ઉદ્‌ભવી શકતો નથી

કાયોત્સર્ગ કરી વિશેષ ચિત્તશુદ્ધિ, એકાગ્રતા અને આત્મબળ જે સાધક પ્રાપ્ત કરે છે, તે જ "પ્રત્યાખ્યાન"નો સાચો અધિકારી છે જેણે એકાગ્રતા પ્રાપ્ત કરી નથી તેમજ સંકલ્પબળનો સંગ્રહ કર્યો નથી તે કદી પ્રત્યાખ્યાન કરે તો પણ તેને સારી રીતે નિર્વાહ કરી શકતો નથી પ્રત્યાખ્યાન સર્વથી છેલ્લી આવશ્યક ક્રિયા છે, કારણ કે તેને માટે વિશેષ વિશિષ્ટ ચિત્તશુદ્ધિ અને વિશેષ ઉત્સાહ અપેક્ષિત છે, કે જે કાયોત્સર્ગ કર્યા વિના પ્રાપ્ત થઈ શકતા નથી તેથી કાયોત્સર્ગ પછી જ 'પ્રત્યાખ્યાન' આવે છે

આમ વિચાર તેમજ અનુભવથી પ્રતીતિ થાય છે કે આવશ્યકનો ઉપર્યુક્ત જે ક્રમ આપવામાં આવ્યો છે તે વિશેષ કાર્યકારણભાવની શૃંખલા ઉપર અવસ્થિત છે, અને આ ક્રમમાં જ તેની સ્વાભાવિકતા રહેલી છે તેમાં ફેરફાર થયે તેની સ્વાભાવિકતા ખંડિત થયા વિના રહે નહિ

## ૧૭

# આવશ્યકથી
# લૌકિક જીવનની શુદ્ધિ

આવશ્યક ક્રિયા તે લોકોત્તર સાધના છે એ બરાબર છે, કારણ તે આપણા આધ્યાત્મિક ક્ષેત્રની વસ્તુ છે અને મોક્ષના ઉદ્દેશથી જ કરવામા આવે છે તે ક્રિયાથી આપણો આત્મા વિકાસ સાધતોસાધતો પરમાત્માના પદ તરફ આગળ વધે છે પરતુ વ્યવહારિક દૃષ્ટિથી પણ તેની મહત્તા કઈ ઓછી નથી તે સાધના આપણા સાધારણ માનવ જીવનમા ડગલે ને પગલે સહાયક બને છે

જે તત્ત્વોને લઈને મનુષ્ય જીવન અન્ય પ્રાણી જીવન કરતા ઉચ્ચ સમજવામા આવે છે અને જેનાથી અતે વિકાસની પરાકાષ્ઠાએ પહોચી શકાય છે તે તત્ત્વો આ પ્રમાણે છે —

૧ સમભાવ અર્થાત્ શુદ્ધ શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્રનુ સમિશ્રણ

૨ જીવનને વિશુદ્ધ બનાવવા માટે સર્વોત્કૃષ્ટ જીવન ગાળેલ મહાપુરુષોનો આદર્શ

૩ ગુણીજનોનું બહુમાન અને વિનય કરવો

૪. કર્તવ્યની સ્મૃતિ અને તેના પાલનમાં થઈ ગયેલ સ્ખલનોનુ નિષ્કપટ ભાવથી સંશોધન કરી તેની ભૂલો પુનઃ ન થવા પામે તેને માટે આત્માને સતત જાગ્રત રાખવો.

૫ ધ્યાનનો અભ્યાસ કરીને પ્રત્યેક વસ્તુના સ્વરૂપને યથાર્થ સમજી લેવા વિવેકશક્તિનો વિકાસ કરવો, અને

૬ ત્યાગવૃત્તિ દ્વારા સંતોષ અને સહનશીલતાની વૃદ્ધિ કરવી

ઉપર્યુક્ત તત્ત્વો પર આવશ્યક ક્રિયારૂપ મહેલ ટકેલ છે જો મનુષ્ય આવશ્યક સાધનાને સમ્યક્ પ્રકારે અપનાવે તો તેના નૈતિક જીવનનુ પતન થતુ નથી, તેની પ્રતિષ્ઠાનો ભંગ થતો નથી અને વિકટ પ્રસંગમા પણ તે પોતાનુ લક્ષ ચૂકી જતો નથી

વ્યવહારમા આરોગ્ય, કૌટુંબિક નીતિ, સામાજિક નીતિ આદિ વિષયો ગણી શકાય આ વિષયોનો સંબંધ આવશ્યક ક્રિયા સાથે કેમ ઘટી શકે તે તપાસીએ

આરોગ્ય માટે માનસિક પ્રસન્નતાની જરૂર છે. જગતમા એવી અન્ય એવા અનેક સાધન છે કે જેના દ્વારા ઓછાવત્તા પ્રમાણમા માનસિક પ્રસન્નતા મેળવી શકાય છે, પરતુ સ્થાયી માનસિક પ્રસન્નતા તો, જે તત્ત્વો પર આવશ્યક ક્રિયારૂપ મહેલ ટકી રહેલો છે તેના વિના કોઈ પણ પ્રકારે પ્રાપ્ત કરી શકાતી નથી. બાહ્ય જડ પદાર્થો પર આશ્રિત પ્રસન્નતા ક્ષણિક હોય છે મૂળ સ્થાયી પ્રસન્નતા આપણી અંદર જ છે અને તે અંદરની સાધના દ્વારા જ પ્રાપ્ત કરી શકાય છે.

કૌટુંબિક નીતિનો મુખ્ય ઉદ્દેશ સમસ્ત કુટુંબને સુખી બનાવવુ એ છે. કુટુંબને સુખી બનાવવા માટે મનુષ્યે નીતિપ્રધાન જીવન બનાવવુ

આવશ્યક છે આને માટે નાના મોટા મર્વમાં એકબીજા પ્રત્યે પરસ્પર વિનય, આજ્ઞાપાલન, નિયમશીલતા, પોતાની ભૂલોનો સ્વીકાર અને અપ્રમાદ આદિ ગુણોની જરૂર છે. આ સર્વે ગુણ આવશ્યક ક્રિયાના આધારભૂત ઉપર્યુક્ત તત્વો સિવાય કોઈ પણ રીતે પ્રાપ્ત થઈ શકતા નથી

સામાજિક દૃષ્ટિથી પણ આવશ્યક ક્રિયા ઉપાદેય છે સમાજને સુવ્યવસ્થિત રાખવા માટે વિચારશીલતા, પ્રામાણિકતા, દીર્ઘદર્શિતા અને ગભીરતા આદિ ગુણો જીવનમા હોવા જોઈએ આ સર્વે આવશ્યક ક્રિયાના છ મૂળભૂત તત્ત્વો વિના કોઈ રીતે આવી શકતા નથી

આમ વિચાર કરતા સ્પષ્ટ પ્રતીતિ થાય છે કે શાસ્ત્રીય અને વ્યવહારિક એ બન્ને દૃષ્ટિએ આવશ્યક ક્રિયા પરમ લાભદાયક છે

—'આવશ્યકનો ક્રમ' તથા 'આવશ્યકથી લૌકિક જીવનની શુદ્ધિ' એ બે વિષય પ સુખલાલજી કૃત આવશ્યક અને પ્રતિક્રમણનુ રહસ્ય' ગ્રથમાથી સાભાર ઉદ્ધૃત કરેલ છે

ગુણ છે, અને તેવો રાજા કે શેઠ જ મહાન છે, ધર્માત્મા છે. सर्वे गुणा: काञ्चनमाश्रयन्ते। અને જે કોઈ ધનહીન હોય, ગરીબ હોય તો તેને નીચ માનવામાં આવે છે, અધમ માનવામાં આવે છે. ગરીબ મનુષ્ય ગમે તેવો સદાચારી હોય, ધર્માત્મા હોય પરંતુ તેના ગુણની કોઈ કદર કરતું નથી—गुणा दरिद्रा य समा भवन्ति।

ત્યારે ઉપરોક્ત પ્રશ્નોનો સત્ય અને યથાર્થ ઉત્તર શું છે? ભારતીય સંસ્કૃતિના નિર્માતા આત્મતત્ત્વાવલંબી મહાપુરુષોના ચિંતનમાં આપણને તેના ઉત્તર મળી રહે છે. ભારતીય સંસ્કૃતિના એક અમર ગાયકે પ્રશ્નચર્ચા સંબંધમાં કહ્યું છે કે —

मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम्।
मनस्यन्यद् वचस्यन्यत् कर्मण्यन्यद् दुरात्मनाम्॥

પ્રસ્તુત શ્લોક અનુસાર જે મનથી જેવું વિચારે છે, સમજે છે તેવું જ વાણીથી બોલે છે, અને જે કાંઈ બોલ્યા છે તેવું જ કર્તવ્યમાં મૂકે છે, તેવો મનુષ્ય સર્વશ્રેષ્ઠ મહાત્મા, મહાન પુરુષ છે. અને તેથી વિપરીત જે મનુષ્ય મનથી વિચારે છે એક વાત, બોલે છે બીજું કાંઈ અને કરે છે ત્રીજું કાંઈ, તેવો માણસ જ દુરાત્મા છે, દુષ્ટ અને નીચ છે.

મહાન આત્માઓમાં મન, વાણી અને કર્મનું સામંજસ્ય હોય છે, મેળ હોય છે, એકતા હોય છે. તેમાં અંશમાત્ર પણ અંતર હોતું નથી, ભિન્નતા હોતી નથી. તેમને દુનિયાની વાહમાં કે માનાપમાન પથભ્રષ્ટ કરી શકતા નથી. એવા મહાન આત્માઓને વિશ્વના માણસોની ખુશી કે નાખુશી સંબંધી કે પોતાના જીવન-મરણ સંબંધી ચિંતા હોતી નથી. ફૂલોનો વરસાદ વરસે કે ધગધગતા અંગારાનો, પરંતુ કોઈ પણ પ્રકારના

આતંક, ભય, પ્રેમ, પ્રલોભન, હાનિ કે લાભ મહાન પુરુષોને ચળાવી શકતા નથી તેઓ હિમાલય જેવા અચળ, અટલ, નિર્ભય અને નિર્દ્વન્દ્વ રહે છે મૃત્યુના મુખમા પડતા પણ એક જ વાત વિચારવી, તેવુ જ બોલવુ અને તેવુ જ કરવુ તે તેમનો પવિત્ર આદર્શ હોય છે સંસારની કોઈ પણ ભારી કે દુષ્ટ શક્તિ તેમને ઝુકાવી શકતી નથી.

જે માણસ દુર્બળ છે, દુરાત્મા છે તે કદાપિ પોતાના જીવનની એકરૂપતાને સુરક્ષિત રાખી શકતો નથી તેના મન, વાણી અને કાર્ય પૃથક્પૃથક્ રાહ ઉપર ચાલે છે થોડોક ભય, થોડોક પ્રેમ, સ્વલ્પ હાનિ કે લાભ તેને ચલાયમાન કરવા માટે પર્યાપ્ત છે તે એક ક્ષણમા એક છે, બીજી ક્ષણમા બીજો પરિસ્થિતિઓના વહેણમા તે વહવા લાગે છે, જે બાજુ પવન ચાલે તે તરફ પોતાનો માર્ગ પલટે છે

એવો મનુષ્ય સાસારિક પ્રલોભનથી ઊંચે આવી શકતો નથી તેનો ધર્મ, પુણ્ય, ઈશ્વર, પરમાત્મા એ સર્વે સ્વાર્થ છે, મતલબ છે. તેને જે જાતનો માણસ મળશે એવી વાણી બોલશે, અને જેવો પ્રસંગ મળશે એવુ કામ કરશે સમુદ્ર તટ ઉપર ઊભા રહી આપણે જેટલા તરંગો જોઈ શકીએ છીએ તેટલા તરંગો તેના મનમા ઉછાળા મારતા હોય છે તેનો આત્મા એટલો પતીત અને દુર્બળ હોય છે કે આસ પાસના વાતાવરણના ભય, વિરોધ કે પ્રલોભન આદિ તેના મન ઉપર ક્ષણુક્ષણમા ભિન્નભિન્ન પ્રભાવ પાડે છે.

આપણે સર્વેએ મહાત્મા જ બનવુ છે ને ? તો જીવનની એકરૂપતા સાધવી પડશે. મન, વાણી અને કર્મનુ દ્વૈત મિટાવવુ પડશે હજાર મન હોય, હજાર પ્રકારની વાણી હોય અને હજાર હાથ પગ હોય તો તે શુ જીવન છે ? પ્રત્યેક માણસ પાસે મન બદલવુ, વાણી બદલવી

કે કર્મ બદલવુ અને એ રીતે માનવ જીવનના ત્રણ પૃથક્પૃથક્ ટુકડા કરી નાખવા તેમા કઈ મહત્તા છે? કોઇ પણ પરિસ્થિતિમા જીવન ી અખડતા સમાપ્ત કરવી જોઈએ નહિ એ જ જીવન છે, અન્યથા મૃત્યુ

ભગવા । મહાવીરે જીવનની એકરૂપતા ઉપર અત્યતાધિક ભા- મૂકયો છે તેમનો ઉપદેશ એ જ છે કે સાધકે કોઈ પણ પરિસ્થિતિ- મા જીવનની એકરૂપતા ટકાવી રાખવી જ જોઇએ તેની વાણી મનનુ અનુસરણ કરનારી અને ચર્યા મન વાણી ઉભયનુ અનુસરણ કરનારી હોવી જોઇએ

માનવ જીવ ાની એકરસતા એકરૂપતા અને અખડતા જ જૈન સસ્કૃતિનો અમર આદર્શ રહેલો છે વિશ્વમા જે કલહ, દ્વદ્વ પતન આદિ જોવામા આવે છે તે સર્વે જીવનની વિષમ ગતિમા જ બને છે જ્યારે જીવનમા સમગતિ આવે છે, જીવનનુ સગીત સમતાન ઉપર સુખરિત બ ો છે ત્યારે સસારમા શાતિનુ અખડ સામ્રાજ્ય સ્થાપિત થાય છે, અવિશ્વાસ વિશ્વાસમા પલટાઈ જાય છે અને પરસ્પર વૈર વિરોધ, વિશ્વસ્ત પ્રેમ અને સહયોગમા પરિણત થઈ જાય છે, ભૌતિક અને આધ્યાત્મિક ઉભય દૃષ્ટિથી મા ાવનો અત્તરત આત્મા સ્વર્ગીય દિવ્ય ભાવોમા રમણ કરવા લાગે છે

જીવ ાની એકરૂપતા મા ે દશ વૈકાલિક સૂત્રના ચતુર્થ અધ્ય યનમા કહ્યુ છે કે —

"से भिक्खु वा भिक्खुणी वा सजय विरयपडिहयपच्चक्खायपावकम्मे दिआ वा, राओ वा, एगओ वा, परिसागओ वा, सुत्ते वा, जागरमाणे वा ।"

તેનો ભાવાર્થ એ છે કે દિવસ હોય કે રાત્રિ, એકલો હોય કે હજારોની સભામાં, સૂતો હોય કે જાગતો હોય, પણ સાધક પોતાનું જીવન અહિંસા, સત્યાદિની સાધનામાં જ વ્યતીત કરે છે. તેના જીવનનો ધર્મ દિવસમાં, રાત્રિમાં, સૂતાં, જાગતાં, એકાકી કે પરિષદમાં પૃથક્‌પૃથક્ હોતો નથી. સાચો સાધક ક્ષેત્ર, કાળ અને જનતાને જોઈને પોતાનો રાહ બદલતો નથી. તે એકાકી જેટલો પવિત્ર અને સાચો રહેશે તેટલો જ હજારો લાખો માણસોમાં પણ રહેશે. તે કોઈ પણ પરિસ્થિતિમાં જીવન-પથનું એક પગલું પણ આગળ પાછળ ખસશે નહિ.

જૈન ધર્મનું પ્રતિક્રમણ એ જ જીવનની એકરૂપતાનો બોધ આપે છે. આ જીવન એક સંગ્રામ છે, સંઘર્ષ છે. જીવનની દોડધામ દિવસ અને રાત્રિ અવિરામ ગતિથી ચાલે છે. સાવધાની રાખવા છતાં પણ મન, વાણી અને કર્મમાં વિભિન્નતા આવી જાય છે, અસંગતિ આવી જાય છે.

દિવસ થતી અસંગતિને સાંજના પ્રતિક્રમણ સમયે એકરૂપતા આપવામાં આવે છે, અને રાત્રિમાં થતી અસંગતિને—અનેકતાને પ્રાતઃકાલીન પ્રતિક્રમણ સમયે એકરૂપતા આપવામાં આવે છે. સાધક ગુરુદેવની કે ભગવાનની સાક્ષીએ પોતાના ભટકેલા આત્માને સ્થિર કરી ધ્યાનમાં લે છે. મન, વાણી અને કર્મને પશ્ચાત્તાપના અગ્નિમાં તપાવી પવિત્ર બનાવે છે, એકેક પાપનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને તેને ધોઈ નાખે છે.

પ્રતિક્રમણ કરનારાઓની પરંપરામાં કેટલાય એવા મહાન સાધકો થઈ ગયા છે કે જેમણે સાંવત્સરિકાદિક પવિત્ર પ્રસંગો ઉપર હજારો મનુષ્યોની સન્મુખ પોતાનો એકેક દોષ સ્પષ્ટ બતાવી પ્રકાશિત કર્યાં

છે, મનના છુપાયેલા વિષને વમી દીધું છે અને લજ્જા કે પ્રતિષ્ઠાની દરકાર કરી નથી. ધન્ય છે એવા મહાન પુરુષોને, કે જેઓ એ પ્રમાણે જીવનની એકરૂપતા સાધી શક્યા છે!

એવા ઉચ્ચ સાધક માટે મનના એકેએક ખુણાનું બારીકાઈથી નિરીક્ષણ કરવું તે સાધનાનુ પરમ લક્ષ છે. જે પ્રમાણે શસ્ત્રવૈદ્ય શબ્દની પરીક્ષા કરે છે તે પ્રમાણે ઉચ્ચ સાધક પોતાનુ જીવન પોતાની દૃષ્ટિ સન્મુખ લાવી તેની કઠોર પરીક્ષા કરે છે. જ્યાં સુધી આટલું સાહસ ન હોય, મનનુ વિશ્લેષણ કરવાની લગની ના હોય, ત્યાં સુધી સાધક, જીવનની એકરૂપતા પ્રાપ્ત કરી શકતો નથી.

જૈન સંસ્કૃતિનુ પ્રતિક્રમણ મન, વાણી અને કર્મના સમતોલપણાને કદાપિ અવ્યવસ્થિત થવા દેતુ નથી. તે પશ્ચાત્તાપના પ્રવાહમાં ભૂતકાલીન સર્વે દોષોને ધોઈ નાખી ભવિષ્ય માટે કઠોર દૃઢતાપૂર્વક સુંદર, શુદ્ધ જીવનનું નૂતન પ્રકરણ ખોલે છે. હજારો–લાખો વર્ષોની શ્રમણ સંસ્કૃતિની અંતર્વીણા ઉપર એ સ્વર ગુંજતો આવ્યો છે કે **“છૂટું જૂનાં પાપથી, નવું ન બાંધું કોઈ.”** પ્રતિક્રમણમા પણ એ જ સ્વરનો ઝણકાર છે.

જૈન સંસ્કૃતિના અમર સાધકોએ મૃત્યુના મુખમા પડવા છતાં પણ કદી પોતાનો માર્ગ બદલ્યો નથી, જીવનની એકરૂપતાનો ભંગ કર્યો નથી, પ્રતિક્રમણ દ્વારા પ્રાપ્ત થયેલી પવિત્ર પ્રેરણાનુ વિસ્મરણ કર્યું નથી.

શ્રાવક અર્હન્નક સામે દેવ ઉપસ્થિત થાય છે, વહાણને એક જ ઝટકાથી સમુદ્રના અતલ ગર્ભમાં ફેંકી દેવા તૈયાર છે. તે અર્હન્નકને કહે છે: "તમારો ધર્મ છોડી દો, અન્યથા પરલોકયાત્રા માટે તૈયાર

બની જાઓ. હું તમને છોડવાનો નથી સમજી જાઓ, અને નિશ્ચય કરી લો કે ઉત્તર 'હા'માં આપવો છે કે 'ના'માં? 'હા'ના ઉત્તરમાં તમારું જીવન છે, 'ના'ના ઉત્તરમાં મૃત્યુ!"

જીવનની એકરૂપતાનો, પ્રતિક્રમણની વિરાટ સાધનાનો એ મહાન સાધક હસે છે. તેના એ હાસ્યમાં મૃત્યુનો ભય પણ નિસ્તેજ અને હતપ્રભ બની જાય છે. તે કહે છે: "ધર્મ શું છોડવાની વસ્તુ છે? ધર્મ તો મારી રગ રગમાં રમી રહ્યો છે, હું છોડવા ઇચ્છું તો પણ છૂટે તેમ નથી. અને એ મૃત્યુ! તે શું ડરવા જેવી વસ્તુ છે? અરે! ઓ મૃત્યુ! સંભવિત છે કે તારી શક્તિ શરીરને પીસી નાખે, પરંતુ મારા આત્માને તું પીસવાને શક્તિમાન છે? અરે, ત્યાં તો તારા જેવા લાખો-કરોડો દેવતાની શક્તિ પણ કામ કરી શકતી નથી. આત્મા અજર છે, અમર છે, અખંડ છે, તું મારા આત્માનું લેશમાત્ર પણ અહિત-અનિષ્ટ કરી શકે તેમ નથી! તો તારાથી ડરવાનું શું છે?"

દેવતા મૂંઝવણમાં પડ્યો. આવા દૃઢધર્મી શ્રાવકની પરીક્ષા કરવામાં આજે તેને દિગ્ભ્રમની શિખા સાથે અપમાન જેવું ભારે દુઃખ પડ્યું. પરંતુ હજુ પણ તે શ્રાવકને વધુ અને વધુ ભય બતાવતો હતો. તેની સાધના સામુગે ભયભીત બની ગયા અને અર્હન્નકને કહેવા લાગ્યા 'શેઠ, તમે કેવળ મોઢેથી જ એટલું કહી દો કે મેં ધર્મ છોડ્યો. દેવતા ચાલ્યો જશે. તમે મનથી ધર્મ ન છોડશો. તેમાં તમારું શું જવાનું છે?'

અર્હન્નક તેમની વાત સમજી ન શક્યો. તેણે કહ્યું "જે વાત મારા મનમાં ન હોય તે જીભ ઉપર કેવી રીતે આવી શકે?

જે વાત મારા વિચારોથી વિરુદ્ધ હોય તે કહેવાનુ હું શીખ્યો જ નથી. મારો ધર્મ તેમ કરતાં મને રોકે છે. જે પાણી કૂવામાં હોય તે જ ઘડામા આવી શકે. કૂવામાં પાણી બીજું હોય અને ઘડામા હું બીજુ જ લઇ આવુ તે કળા મેં સાધી નથી અને પસંદ પણ નથી. મારો ધર્મ તો મને શિક્ષા આપે છે કે **'જે વિચારો તે બોલો અને જે કહો તે જ કરો.'** તો હુ મારા મનની વાતથી વિરુદ્ધ વાત કેવી રીતે કહી શકુ? હુ પ્રાણ આપી શકુ, મારું સર્વસ્વ લૂંટાવી શકું, પરતુ હુ મારાં મન, વાણી અને કર્મ એ ત્રણેના ટુકડા કદાપિ કરી શકું તેમ નથી."

આ છે પ્રતિક્રમણની સાધનાના અમર સાધકોની જીવનકળા ' જ્યારે કોઇ મંગળ દિવસે વિશ્વના ભૂલેલા માનવીઓ પ્રતિક્રમણની સાધના અપનાવશે, જીવનની એકરૂપતાના મહાન આદર્શને સફળ બનાવશે ત્યારે વિશ્વમા ભૌતિક અને આધ્યાત્મિક–ઉભય પ્રકારના નૂતન જીવનનો પ્રકાશ પડશે, સંઘર્ષોનો અત આવશે અને દિવ્ય વિભૂતિઓનુ અજર, અમર, અક્ષય સામ્રાજ્ય સ્થપાશે.

૧૯

# પ્રતિક્રમણ
# જીવનની રોજનીશી

મનુષ્ય પોતાની ઉન્નતિ ઇચ્છે છે, પ્રગતિ ઇચ્છે છે તે જીવનની દોડધામમાં ગમે ત્યાં આગળ વધવા ઇચ્છા ધરાવે છે. સાધના ક્ષેત્રમાં પણ તે તપ કરે છે, જપ કરે છે, સંયમ પાળે છે, કઠોર આચરણનું પાલન કરે છે તે ઇચ્છે છે કે બધનોને તોડી નાખું, આત્માને કર્મોના અધિકારથી સ્વતંત્ર બનાવી દઉં, પરંતુ સફળતા કેમ મળતી નથી? કામ કરવા છતાં નુકસાન શા માટે? લાભ કેમ મળતો નથી?

કોઈ પણ પ્રકારની ઉન્નતિ કરતા પહેલા પોતાની વર્તમાન અવસ્થાનું પૂરું જ્ઞાન પ્રાપ્ત કરવું અતીવ આવશ્યક છે માર્ગ કાપીને આગળ વધતા જતા જેટલો માર્ગ કાપ્યો હોય તે તરફ પણ દૃષ્ટિ રહેવી જોઈએ જે સેના આગળ ને આગળ આક્રમણ કરતી જાય પરંતુ પાછળની અવ્યવસ્થા ઉપર, દુર્બળતા ઉપર, ભૂલો ઉપર ધ્યાન ન આપે તે સેના વિજયનો આનંદ પ્રાપ્ત કરી શકતી નથી જે વ્યાપારી વ્યાપાર તો દિનપ્રતિદિન વધારતો જાય પરંતુ લાભ છે કે હાનિ તે તરફ દુર્લક્ષ રાખે તે વ્યાપારનો આનંદ મેળવી શકતો નથી

જૈન સંસ્કૃતિનું પ્રતિક્રમણ પણ જીવન રૂપી ખાતાવહીનું બારીક નિરીક્ષણ છે. સાધકે પ્રતિદિન સવારે અને સાંજે એ જોવાનું હોય છે કે તેણે શું મેળવ્યું અને શું ગુમાવ્યું? અહિંસા, સત્ય અને સંયમની સાધનામાં તે ક્યાં સુધી આગળ વધ્યો છે? ક્યાં ક્યાં ભૂલો કરી છે? દશવૈકાલિક સૂત્રની ચૂલિકામા કહ્યું છે કે —

किं मे कडं किं च मे किच्च सेसं।

હે સાધક! તુ પ્રતિદિન વિચાર કર કે મે શુ શુ કરી લીધુ છે અને આગળ શુ કરવાનુ બાકી રહ્યુ છે?

વૈદિક ધર્મના મહાન્ ઉપનિષદ્ ગ્રન્થ ઈશાવાસ્યમાં પણ કહ્યુ છે કે क्रतं स्मर। અર્થાત્ કરેલા કાર્યને યાદ કરો. જ્યારે સાધક પોતાની અતીત અવસ્થા ઉપર દષ્ટિ ફેંકે છે ત્યારે પોતાનામા શુ શિથિલતા છે, ત્રુટિ છે તેનો ખ્યાલ આવી જાય છે. શુ આળસ તેને આગળ વધવા દેતી નથી? શુ સમાજનો ભય તેને કર્તવ્યથી વિમુખ બનાવે છે? કે અંદરની વાસનાઓ જ સાધના–કલ્પવૃક્ષનુ મૂળ ઉખેડી નાખે છે? તેનો સ્પષ્ટ ઉત્તર મળી રહે છે.

કહે છે કે પાશ્ચાત્ય દેશના સુપ્રસિદ્ધ વિચારક ફ્રેંકલિને પોતાનુ જીવન રોજનીશીથી સુધાર્યું હતુ. તે પોતાના જીવનની પ્રત્યેક ઘટનાને રોજનીશીમાં લખતો હતો અને પછી તેના ઉપર ચિંતન–મનન કરતો હતો પ્રત્યેક અઠવાડિયે હિસાબ ગણતો કે ગયા અઠવાડિયા કરતાં વર્તમાન અઠવાડિયામાં ભૂલો વધુ થઈ કે ઓછી? એ રીતે તે ભૂલોને સુધારતો જતો હતો અને ઉન્નતિ કરતો જતો હતો. પરિણામ એ આવ્યું કે તે પોતાના યુગનો એક શ્રેષ્ઠ, સદાચારી અને પવિત્ર પુરુષ મનાવા લાગ્યો.

ફ્રેંકલિનની રોજનીશી કરતા આપણું પ્રતિક્રમણ અધિક શ્રેષ્ઠ છે આપણા જીવનની રોજનીશી રૂપી પ્રતિક્રમણ આજકાલથી નહિ, હજારો–લાખો વર્ષથી પણ નહિ, અનાદિ કાળથી ચાલ્યુ આવે છે અને તેના દ્વારા સાધકોએ પોતાનુ જીવન સુધાર્યું છે, વાસનાઓ ઉપર વિજય પ્રાપ્ત કર્યો છે અને અંતે ભાગવત્ પદ–સિદ્ધ પદ પ્રાપ્ત કર્યું છે

૨૦

# પ્રતિક્રમણ–આત્મપરીક્ષણ

આત્મા એક યાત્રી છે, આજકાલનો નહિ, પચાસ સો વર્ષનો નહિ, લાખ–દશલાખ વર્ષનો પણ નહિ, અનાદિ કાળનો છે. અત્યાર સુધીમાં તે ક્યાંય સ્થાયી રૂપે બેઠો નથી, સ્થિર થયો નથી, ગમનાગમન કર્યા જ કર્યું છે. ત્યારે ક્યારે અને કઈ બાજુ એ યાત્રા પૂરી થશે? અત્યારે તેનો પણ પત્તો નથી.

આ યાત્રા કેમ પૂરી થતી નથી? શા માટે માનવ-આત્મા પોતાના લક્ષ્ય સુધી પહોંચતો નથી? તેનું કારણ પણ અવશ્ય છે જ. કારણ વિના કાર્ય બનતું જ નથી.

વાચકને જાણવાની જિજ્ઞાસા થશે કે તે કારણ શું છે! ઉત્તરમાં એક રૂપક આપું છું. જરા તેના પર ધ્યાન આપી પોતાની કસોટી કરો, અને પોતાની સાધનાની પણ કસોટી કરો. જૈન ધર્મનું સર્વસ્વ આ એક રૂપકમાં આવી જાય છે, પરંતુ આપણે આપણી ચિંતન-શક્તિનો યોગ્ય ઉપયોગ કરવો પડશે.

જ્યારે જ્યારે મારે ઉત્તર પ્રદેશનાં નાના ગામડાઓમાં વિહાર કરવો પડ્યો છે ત્યારે ત્યારે જોયું છે કે સેંકડો ગ્રામયાત્રીઓ એક બાજુથી બીજી બાજુ આવજા કરે છે, અને તેમના ખભા ઉપર સામાનથી ભરેલા થેલા પડેલા હોય છે. થેલાનો અરધો ભાગ આગળ અને બીજો અરધો ભાગ પાછળ. એક બે કપડાં, પાણી પીવા માટે કતાનની ડોલ, લોટો અને એ સિવાય નાની મોટી મુસાફરીની આવશ્યક વસ્તુઓ તે થેલામાં પડી હોય છે, કોઈ ચીજ આગળ તો કોઈ ચીજ પાછળના ભાગમાં રાખેલી હોય છે.

લાંબી વાત નહિ કરું. રૂપકની ભૂમિકા તૈયાર થઈ ગઈ છે. આપણો આત્મા પણ તે જ પ્રકારે ઉત્તર પ્રદેશનો યાત્રી છે. તેણે પણ પોતાના વિચારોનો થેલો ખભે નાખેલો છે. આત્માને ખભો કે હાથ પગ ક્યાં છે તેના ગૂંચવાડામાં ન પડશો. મેં તો પહેલાં જ કહી દીધું છે કે આ તો એક રૂપક છે.

ઠીક, તો તે થેલામાં આત્માએ શું ભર્યું છે? થેલાના આગળના ભાગમાં તેણે ભરેલ છે પોતાના ગુણો અને અન્યના દોષો. હું કેવો ગુણવાન છું! મારામાં કેટલી ક્ષમા, દયા અને પરોપકારવૃત્તિ છે! હું તપસ્વી છું, જ્ઞાની છું, વિચારક છું. એવો કયો ગુણ છે, જે મારામાં નથી? મેં અમુક વ્યક્તિને સંકટ સમયે સહાયતા આપી હતી. મારી સહાયતા અને સેવાથી જ તે બચી ગયો, નહિતર જીવનથી હાથ ધોઈ બેસત. માતા પિતા, પતિ-પત્ની, બાળ બચ્ચાં, સગા સંબંધી, મિત્ર પરિજન, આડોશી પાડોશી એ સર્વે મારા ઉપકારના ભાર નીચે છે.

પરંતુ એ સર્વે માણસો કેટલાં બધાં નાલાયક છે! કોઈ પણ માણસ કૃતજ્ઞતાથી અનુભૂતિ બતાવતો નથી. સર્વે દુષ્ટ છે, અપ્રામાણિક

છે, શેતાન છે અને સ્વાર્થી છે. જુઓ, તેઓ કેટલું ખોટું બોલે છે? કેટલો બધો અત્યાચાર કરે છે? તેમની આસપાસ સો સો માઇલ સુધી દયાની ભાવના જ નથી પાપાચાર સિવાય તેમની પાસે બીજું શું છે? તેમનું જ ફક્ત શું કહેવું? આજકાલ તો સમસ્ત સંસારના મનુષ્યો નરકના રસ્તે ચાલી રહ્યા છે. આવું આવું ઘણુંય આગળના થેલામાં ભરી રાખ્યું છે. તેથી પ્રતિક્ષણ દૃષ્ટિ રહે છે પોતાના સદ્-ગુણો અને અન્યના દોષો ઉપર, પોતાની ભલાઈ અને અન્યની દુષ્ટતા ઉપર

વારુ, તો પીઠ તરફના થેલામાં શું ભરી રાખ્યું છે? તેમાં પણ કાંઇ ભર્યું હશેને? હા, તે પણ પૂર્ણ ભરેલો છે, પોતાના દોષોથી અને અન્યના ગુણોથી પોતાના જે કાંઈ દોષો છે જેવા કે અસત્ય, અત્યાચાર, પાપાચાર આદિ તે સર્વે પાછળના થેલામાં ભરી દીધા છે પીઠ પાછળ આંખ તો પહોંચતી નથી, તેથી કદી પણ પત્તો લાગતો નથી કે મારામાં કોઇ દુર્ગુણ છે કે સર્વે સદ્‌ગુણો જ ભર્યા છે? હું પણ ખોટું બોલું છું, દંભ કરું છું, ચોરી કરું છું, અને આસપાસના દુર્ગંધોને અત્યાચારની ચક્કીમાં પણ પીસું છું. શું હું કદી ક્રોધ કરતો નથી? અભિમાન કરતો નથી? માયા કરતો નથી? મારામાં પણ પાપાચારની ભયંકર દુર્ગંધ છે દુર્ભાગ્યવશાત્ પોતાના દોષ પીઠ પાછળ મૂકી રાખ્યા છે તેથી આત્મા તેને જોઈ શકતો જ નથી, વિચાર જ આવતો નથી

પોતાના દોષોની માફક અન્યના ગુણોને પણ પછવાડે મૂકી રાખ્યા છે, તેથી તે તરફ પણ દૃષ્ટિ જતી નથી આ સંસાર છે તેમાં જ્યાં દુર્જન છે ત્યાં સજ્જન પણ છે જ્યાં આપણી સાથે દુર્જનતા કરનાર છે ત્યાં સજ્જનતા બતાવનાર પણ છે પરંતુ આ યાત્રી બીજાના ગુણ, બીજાની ભલાઈ ક્યાં જુએ છે? બીજાની દયા, ઉપકાર, સેવા

અને પવિત્રતા—એ સર્વે ભુલાઈ ગયા છે યાદ નથી કે કેવળ તેમના દોષો ધર્મસ્થાન હોય, સાર્વજનિક સભા હોય, ઉત્સવ હોય, એકલા હોઈએ, ઘરમા હોઈએ, બહાર હોઈએ સર્વત્ર બીજાના દોષોની દાંડી પીટવામા આવે છે જ્યારેજ્યારે અવકાશ મળે છે ત્યારેત્યારે તે દોષો આગળ ખૂબ ગણાવી જઈએ છીએ, અને ખાસ ધ્યાન રાખીએ છીએ કે ક્યાય આપણને તેનુ વિસ્મરણ ન થઈ જાય'

જડ નહિ' હા, તો એટલું જ કરો કે તમારા ખભા ઉપરના થેલાની રૂખ બદલી દો, જે ભાગ આગળ છે તેને પછવાડે મૂકો અને પછવાડેના ભાગને આગળ લાવો. તમે સમજ્યાને?

જરા વધારે સ્પષ્ટતાપૂર્વક સમજી લો' પોતાના ગુણ અને અન્યના દોષ પીઠ પાછળ ફેંકી દો, બસ તેની તરફ જુઓ નહિ, વિચારો પણ નહિ તમારા ગુણો તમારે કહેવા તથા વિચારવા માટે નથી તે જનતા માટે છે જો તેમા કાંઈ વાસ્તવિકતા હશે, શ્રેષ્ઠતા અને પવિત્રતા હશે તો સંસાર સ્વય તેનો આદરસત્કાર કરશે, કીર્તન અનુકીર્તન કરશે

ફૂલનુ તો મહેકવાનું કામ છે તે સુગધના ગૌરવની ચિંતામા પડતુ નથી જેવુ તે ખીલે છે પોતાની ફોરમ છોડે છે કે પવનદેવ દૂર દૂર સુધી તેના યશોગાન કરતો ચાલ્યો જાય છે, કાંઈ આમત્રણ આપ્યા વિના ભ્રમરો સ્વય દોડ્યા ચાલ્યા આવે છે અને ગુણ-ગુણ ના મધુર ધ્વનિથી સહસા સર્વ વાતાવરણને મુખરિત કરી દે છે

અને અન્યના દોષોની તમને શાની ચિંતા છે? જે જેવુ કરશે તેવુ ભોગવશે તમારુ કર્તવ્ય તો કેવળ એટલુ જ કે કોઈની ભૂલ દેખો તો તેને પ્રેમપૂર્વક સમજાવવાનુ છે તે માને નહિ તો તમને શો ગેરલાભ? તમે નકામા તેની તરફ ઘૃણા અને દ્વેષ કરી પોતાના મનમા વિષ ભરી દો છો' અપવિત્ર બનો છો' આ પ્રમાણે ઘૃણા કરવાથી કાઈ લાભ છે? નહિ, અણુમાત્ર પણ નહિ

આપણો ધર્મ પાપથી ઘૃણા કરવાનુ શીખવે છે, પાપીથી નહિ પાપ કદી પણ સારુ થઈ શકતુ નથી પરતુ પાપી તો પાપનો પરિત્યાગ

કર્યા બાદ મારો બની શકે છે, ભનો ચની શકે છે શું ચોર ચોરી છોડયા બાદ પવિત્ર માણસ તરીકે સન્માન પામી શકતો નથી? શું શરાબી શરાબ છોડયા બાદ સમાજમા આદરની દૃષ્ટિ મેળવી શકતો નથી? આજે જેના તરફ તમે ઘૃણા કરો છો, આવતી કાલે તે જ મનુષ્ય પવિત્ર પણ બની શકે છે તેથી પાપ તરફ ઘૃણા કરો, પાપી તરફ નહિ

એક બીજી વાત ધ્યાનમા રાખવા જેવી છે અન્ય તરફ ઉદાર બનો, અનુદાર નહિ જ્યારે જ્યારે અન્યને માટે વિચાર કરો, ત્યારે ત્યારે તેના ગુણ તરફ જ દૃષ્ટિ ફેંકો ગુણદર્શન ની ઉદારવૃત્તિ રાખવાથી અન્ય તરફ સદ્ભાવનાનુ વાતાવરણ તૈયાર થશે તે વાતાવરણ અમૃતમય હશે, વિષમય નહિ

સદ્ભાવના દુષ્ટ મનુષ્યને પણ સારો બનાવી દે છે શુ સંસારમા સર્વે દુષ્ટ મનુષ્ય જ છે, સજ્જન કોઈ નહિ? જેટલો સમય તમે દુષ્ટોની દુષ્ટતાના ચિંતનમા વ્યય કરો છો એટલો અમૂલ્ય સમય સજ્જનની સજ્જનતામા વ્યતિત કરો ને' જે જેનું ચિંતન કરે છે તે તેવો જ બની જાય છે દુષ્ટોનુ ચિંતન એક દિવસ આપણને પણ દુષ્ટ બનાવી દે છે ઘૃણાનું વાતાવરણ અનતોગત્વા એ જ પરિણામ લાવે છે

દુષ્ટ મનુષ્યમા પણ કોઈ ગુણ નથી શુ? નીચમા નીચ મનુષ્યમા પણ કોઈ નાનો કે મોટો સદ્ગુણ હોઈ શકે છે તેથી તેની બૂરાઈ તરફ દૃષ્ટિ ના કરતા ભલાઈ તરફ જુઓ

બે મિત્રો એક બાગમા ફરતા ફરતા ગુલાબ પાસે પહોચ્યા ગુલાબના સુંદર ફૂલો ખીલેલા હતા અને આસપાસના વાતાવરણમા પોતાની માદક સુગધ ફેલાવી રહ્યા હતા એક મિત્ર દૌર્ગત્ય બની

બોલ્યો: "કેટલાં સુંદર અને સુગંધિત ફૂલ છે?" બીજા મિત્રે પ્રત્યુત્તર આપ્યો: "અરે જુઓ ભાઈ, કેટલા ભયંકર કાંટા છે!"

આ છે દૃષ્ટિભેદ. બતાવો, તમે શું બનવા ઇચ્છો છો? પહેલો મિત્ર કે બીજો? મારી વાત માનો તો બીજા મિત્ર જેવો રાહ પકડવાની ભૂલ ન કરશો. તમે ગુલાબનાં ફૂલ જુઓ, કાંટા ઉપર દૃષ્ટિ શા માટે ફેંકો છો? જેની દૃષ્ટિ કાંટા તરફ રહે છે તેને કોઈક દિવસ વગર કાંટે પણ કાંટા દેખાવા લાગશે.

દુર્ગુણ તરફ જ દૃષ્ટિ કરવી હોય તો પોતાના દુર્ગુણ તરફ જુઓ. આજ સુધી તમે દોષોને પીઠ પાછળ રાખ્યા હતા. હવે તમે તેમને તમારી આંખની આગળ રાખો. પોતાના દોષો દેખનાર સુધરે છે, સંવરે છે. પોતાના ગુણો તરફ દૃષ્ટિ કરનાર બગડે છે, પતિત બને છે. સ્વદોષ-દર્શન અંતર્વિવેક જાગ્રત કરે છે. પરિણામે દોષોને દૂર કરી સદ્‌ગુણ તરફ ગમન કરવા પ્રેરણા આપે છે.

તેથી વિપરીત સ્વગુણ દર્શન અહંકારને પ્રેરણા આપે છે, પરિણામે સાધક પોતાને સહસા ઉચ્ચ સ્થિતિ ઉપર પહોંચી ગયેલ સમજે છે, તેના પરિણામે પ્રગતિ રૂંધાય છે, માર્ગ અંધકારાચ્છાદિત બની જાય છે. સ્વદોષ દર્શન જ સાધકને નમ્ર ભૂમિકા ઉપર લઈ જાય છે. ભૂલને ભૂલ રૂપે સમજાય તો સાધકનું સાધનાક્ષેત્ર સમ્યગ્ જ્ઞાનના ઉજ્જ્વળ પ્રકાશથી ઝગમગવા લાગે છે અને અજ્ઞાનરૂપી અંધકાર સહસા છિન્નભિન્ન થઈ જાય છે.

માટે પોતાને ઓળખતાં શીખો. મનના એકેક ખૂણાને તપાસી જાઓ, અને ક્યાં શું ભર્યું છે તેનુ સૂક્ષ્મ અવલોકન કરો. નાનામાં નાની ભૂલને પણ બારીકાઈથી પકડો, તેની જરા પણ ઉપેક્ષા ન કરો. મધુપ્રમેહવાળા રોગી માટે નાનકડી ફોડકી પણ કેટલી વિષમય અને

ભયંકર બની જાય છે તેની જરા પણ ઉપેક્ષા કરી કે બસ, જીવનથી હાથ ધોઈ નાખવાના રહ્યા

પોતાની ભૂલ માટે ઉપેક્ષિત રહેવુ એ જ સાધક માટે પ્રમાદ છે, મહાપાપ છે જે પોતાના મનના ખૂણામા પડી રહેલો કચરો ઝાડુ લગાવી સાફ ન કરે તે સાધક શેનો? જૈન ધર્મનુ પ્રતિક્રમણ આજ સિદ્ધાત ઉપર આધારિત છે

સ્વદોષ દર્શન જ આગમોની ભાષામા પ્રતિક્રમણ છે તેથી નિત્ય પ્રતિક્રમણ કરો, પ્રાત કાળે, સધ્યાકાળે પ્રતિદિન પ્રતિક્રમણ કરો જે સાધક પોતાના દોષની જેટલી કઠોરતાપૂર્વક આલોચના કરશે તે તેટલું સાચુ પ્રતિક્રમણ કરી શકશે અને મહાન [illegible] શકશે

વાત જરા લાબી થઇ ગઇ, હવે ગોઠવી લઉ શુ પર્યુષણ પર્વાદિ ઉપર પ્રતિક્રમણ કરનારા સાથી મારી વાત પર જરા લક્ષ્ય આપશે? આ મારી પોતાની વાત નથી આ વાત છે જૈન ધર્મની અને જૈન ધર્મના અનતાનત તીર્થંકર દેવોની

હું આશા રાખુ છુ કે વાચક સજ્જનોમાના ઘણાઓએ હવે ચશ્માં પલટી નાખ્યા હશે આગળનો ભાગ પાછળ અને પાછળનો ભાગ આગળ કરી દીધો હશે કારણ તેઓ નવાથી પ્રતિક્રમણ કરતા આવે છે—અને અને પ્રતિક્રમણ એનું નામ છે? એ જ કે અનાદિ કાળથી લાગેલ ચશ્માને યથોક્ત પદ્ધતિથી ઉતારી દેવા

જો અત્યાર સુધી તમે તે ચશ્માને [illegible] ન ઉતાર્યા હોય તો ચિંતા નહિ હવે ઉતારી દો જો હજુ પણ નહિ ઉતારો તો પછી ક્યારે ઉતારશો? સમય આવી લાગ્યો છે જીવનનો ભરોસો નથી માટે તે ચશ્માને તો ઉતારી લેવા જોઈએ અને સાચા અને સરળ મનથી પ્રતિક્રમણ કરવુ જોઈએ

## ૨૧

# પ્રતિક્રમણ—ત્રીજું ઔષધ

આચાર્ય હરિભદ્ર આદિએ પ્રતિક્રમણના મહત્ત્વનુ વર્ણન કરતાં એક કથાનો ઉલ્લેખ કર્યો છે. તે કથા ઘણી સુંદર, વિચાર-પ્રધાન અને પ્રતિક્રમણની આવશ્યકતાનુ સ્પષ્ટ પ્રતિપાદન કરનાર છે.

પુરાણા યુગમાં ક્ષિતિપ્રતિષ્ઠ નામનુ નગર હતું, તેમા જિતશત્રુ રાજા રાજ્ય કરતા હતા. રાજાને ઊતરતી અવસ્થામાં એક પુત્રની પ્રાપ્તિ થઇ, તેથી તેના પર અત્યંત સ્નેહ રાખવા લાગ્યો. હમેશાં તેના સ્વાસ્થ્યની જ ચિંતા રહેવા લાગી. પુત્ર કદી પણ બીમાર ન પડે તેને માટે તેને ઉપચાર કરવા માટે પોતાના દેશના ત્રણ સુપ્રસિદ્ધ વૈદ્ય બોલાવ્યા અને તેમને કહ્યુ કે કોઇ એવુ ઔષધ બતાવો કે જે મારા પુત્ર માટે સર્વથા લાભપ્રદ હોય.

ત્રણે વૈદ્યોએ પોતપોતાની ઔષધિઓના ગુણદોષ આ પ્રમાણે બતાવ્યા :—

પહેલા વૈદ્યે કહ્યું: ‘મારી ઔષધિ સૌથી શ્રેષ્ઠ છે. જો શરીરમાં કોઇ રોગ ઉત્પન્ન થયેલ હોય અને મારી ઔષધિ સેવામાં આવે તો

રોગ શીઘ્ર નષ્ટ થઈ જાય છે પરંતુ જો કોઇ રોગ ન હોય અને ઔષધિ ખાવામા આવે તો અવશ્ય નવો રોગ પેદા થઇ જાય છે, અને પછી તે રોગી મૃત્યુથી કદી પણ બચી શકતો નથી.'

રાજાએ કહ્યું: 'બસ, આપ તો કૃપા રાખો પોતાના હાથે મૃત્યુને આમન્ત્રણ કોણ આપે! આ તો શાન્તિને વિદાય આપીને પેટ મસળીને દર્દ ઊભુ કરવા જેવી વાત થઈ.'

બીજા વૈદ્યે કહ્યું 'રાજન્! મારુ ઔષધ ઠીક રહેશે જો કોઇ રોગી હશે તો મારુ ઔષધ રોગને નષ્ટ કરી દેશે, અને જો રોગ નહિ હોય તો ઔષધિ લેવાથી ન કોઈ લાભ થશે, ન હાનિ'

રાજાએ કહ્યું: 'તમારી ઔષધિ તો રાખમા ઘી નાખવા જેવી છે તમારી આ ઔષધિની પણ મારે આવશ્યકતા નથી'

ત્રીજા વૈદ્યે કહ્યું: 'મહારાજ' આપણા રાજકુમાર માટે તો મારી ઔષધિ સર્વશ્રેષ્ઠ રહેશે આપ રાજકુમારને મારી ઔષધિ પ્રતિદિન નિયમિત રીતે ખવડાવો જો કોઇ રોગ હશે તો તે ઔષધિ રોગને તુરત નષ્ટ કરશે, અને જો કોઈ રોગ નહિ હોય તો પણ મારી ઔષધિ તો ફાયદો જ કરશે ભવિષ્યમા નવો રોગ પેદા થવા દેશે જ નહિ, અને શરીરની કાંતિ, શક્તિ અને સ્વાસ્થ્યમાં નિત્ય નવી અભિવૃદ્ધિ કરશે'

રાજાએ ત્રીજા વૈદ્યની ઔષધિ પસંદ કરી. રાજપુત્ર તે ઔષધિનું નિયમિત સેવન કરવા લાગ્યો, તેથી તેનાં સ્વાસ્થ્ય, શક્તિ અને તેજસ્વીપણામાં વૃદ્ધિ થઈ.

ઉક્ત કથાનક દ્વારા આચાર્યોએ આપણને એ શિક્ષા આપી છે કે પ્રતિક્રમણ પ્રાતઃ અને સંધ્યાકાળે પ્રતિદિન કરવું આવશ્યક છે, દોષ લાગ્યો હોય તો પણ અને ન લાગ્યો હોય તો પણ. કદાચિત્ સંયમી જીવનમાં કોઇ હિંસા, અસત્ય આદિનો અતિચાર લાગ્યો હશે તો પ્રતિક્રમણ કરવાથી તે દોષ દૂર થઇ જશે અને સાધક પુનઃ પોતાની પહેલાંની પવિત્ર અવસ્થા પ્રાપ્ત કરી લેશે.

દોષ એક રોગ છે, અને પ્રતિક્રમણ તેની સિદ્ધ અચૂક ઔષધિ છે. જો કોઈ દોષ લાગ્યો ન હોય તો પણ પ્રતિક્રમણ કરવું આવશ્યક છે. તેમ કરવાથી દોષો પ્રત્યે ઘૃણા ચાલુ રહેશે, સંયમ પ્રત્યે સાવધાનતા મંદ પડશે નહિ, જીવન જાગૃત રહેશે, સ્વીકૃત ચારિત્ર નિરંતર શુદ્ધ, પવિત્ર અને નિર્મળ બનતું રહેશે. પરિણામે ભવિષ્યમાં ભૂલ થવાની સંભાવના ઓછી થઈ જશે.

આ કથન તે લોકોના સમાધાન માટે છે કે જે એવું કહે છે કે અમે જે દિવસ પાપ ન કરીએ તે દિવસે પ્રતિક્રમણ કરવાની શી આવશ્યકતા છે? વ્યર્થ પ્રતિક્રમણના પાઠો બોલવાથી શો લાભ? એ સમયનો અપવ્યય નથી તો બીજું શું?

પ્રથમ તો મનુષ્ય જ્યાં સુધી છદ્મસ્થ છે અને પ્રમાદી છે ત્યાં સુધી કોઇ દોષ લાગે જ નહિ તેવું કેવી રીતે કહી શકાય? મન, વચન, શરીરના યોગ પરિસ્પંદાત્મક છે અને તેમાં ક્યાંય પણ કષાય ભાવનું મિશ્રણ થયું કે પછી દોષ લાગ્યા વિના રહે જ નહિ. રાત્રી અને દિવસ મનની ગતિ ધર્માભિમુખ જ રહે, જરા પણ વિચલિત ન થાય તેવો દાવો વ્યર્થ છે, કે જે પ્રમાદી દશામાં કોઇ પણ પ્રકારે પ્રમાણિત હોઈ શકે જ નહિ. પરંતુ 'તુષ્યતુ દુર્જન' ન્યાયથી એ જરા માની

લઈએ તો પણ પ્રતિક્રમણની સાધના ત્રીજી ઔષધિ સમાન છે. પ્રતિક્રમણ કેવળ જૂના દોષો દૂર કરવા માટે નથી, પરંતુ ભવિષ્યમાં દોષોની સંભાવના ઓછી કરવા માટે પણ છે.

પ્રતિક્રમણ કરતી વખતે જે ભાવ વિશુદ્ધિ રહેશે તે સાધકના સમયને શક્તિશાળી અને તેજસ્વી બનાવશે પાપાચરણ પ્રત્યે ઘૃણા વ્યક્ત કરવાનું જ પ્રતિક્રમણનું ધ્યેય છે. પાપ કર્યું હોય કે ન કર્યું હોય, સાધક માટે આ પ્રશ્ન મુખ્ય નથી

સાધક માટે તો સૌથી મોટા પ્રશ્નનું નિરાકરણ એ કરવાનું છે કે તે પાપ પ્રત્યે ઘૃણા વ્યક્ત કરી શકે છે કે નહિ? જો તે ઘૃણા વ્યક્ત કરી શકે છે તો તે સ્વયં એક ઘણી મોટી સાધના છે પાપોને ધિક્કારવા તે જ પાપોને સમાપ્ત કરવા જેવું છે. એ લોક નિયમ છે કે જેના પ્રત્યે જેટલી વધારે ઘૃણા હશે તેનાથી એટલી જ દૃઢતાપૂર્વક દૂર રહેવાશે, અને એક દિવસ તેનો સર્વનાશ કરવામાં આવશે.

પ્રતિદિનના પ્રતિક્રમણમાં જો આપણે પાપો પ્રત્યે ઘૃણા વ્યક્ત કરશું, તેને પરભાવ માનશું, તેને આપણા વિરોધી માનશું, આત્મસ્વરૂપના ઘાતક માનશું તો પુનઃ આપણે તેનો જીવનમાં કદી પણ સત્કાર કરશું નહિ સદૈવ તેનાથી દૂર રહી આપણે તેનાથી બચવાનો સતત પ્રયત્ન કરશું. આ પ્રમાણે પ્રતિદિનનું પ્રતિક્રમણ કેવળ ભૂતકાળના દોષોને જ સાફ કરતું નથી પરંતુ ભવિષ્યમાં પણ સાધકને પાપોથી બચાવે છે.

બીજી વાત એ છે કે પ્રતિદિન પ્રતિક્રમણ કરવાથી સાધકમાં અપ્રમત્ત ભાવની સ્ફૂર્તિ રહ્યા કરે છે. પ્રતિક્રમણ વખતે પવિત્ર ભાવનાનો પ્રકાશ મનના પ્રત્યેક ખૂણામાં ઝગમગે છે અને અપ્રમાદનો

અમૃત-પ્રવાહ અંતરના મળને વહેવરાવી બહાર કાઢી નાખે છે, અને અંતરને સ્વચ્છ બનાવી દે છે.

પાપ થયું હોય કે ન થયું હોય, પરંતુ પ્રતિક્રમણ વખતે સામાયિક ચતુર્વિંશતિસ્તવ, વંદન, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાનની સાધના તો થઇ જાય છે જ. અને આ સાધના અત્યંત મહત્ત્વપૂર્ણ છે. છ અંશમાંથી પાચ અંશની ઉપેક્ષા કયા ન્યાય ઉપર કરી શકાય? તેથી વધારે ચર્ચામાં ન ઊતરતાં હું આચાર્ય હરિભદ્ર અને જિનદાસજીના શબ્દોમાં એ જ કહેવા ઇચ્છું છુ કે પ્રતિક્રમણ ત્રીજી ઔષધિ છે. પૂર્વપાપ હશે તો તે દૂર થશે, અને જો નહિ હોય તો પણ સંયમની સાધના માટે બળ મળશે, સ્ફૂર્તિ મળશે. કરેલી સાધનાનો કોઇ પણ અંશ કદી પણ નિષ્ફળ જતો નથી.

૨૨

# પ્રતિક્રમણ
# મિચ્છા મિ દુક્કડં

જૈન ધર્મનું સમસ્ત સાધના-સાહિત્ય 'મિચ્છા મિ દુક્કડં'થી ભરેલું છે. સાધક પોતાની ભૂલ માટે 'મિચ્છા મિ દુક્કડં' કરે છે, અને પાપ-મળને ધોઈને પવિત્ર બને છે. ભૂલ થયા બાદ જો તે 'મિચ્છા મિ દુક્કડં' કરે તો તે આરાધક ગણાય છે પરંતુ જો અભિમાનવશ તે પોતાની ભૂલ સ્વીકારતો નથી અને 'મિચ્છા મિ દુક્કડં' કરતો નથી તો તે ધર્મનો વિરાધક રહે છે

મનમાં કોઈ પ્રત્યે દ્વેષબુદ્ધિ પેદા થાય તો શુદ્ધ હૃદયથી તેનું 'મિચ્છા મિ દુક્કડં' કરવું જોઈએ. વિચારમાં મલિનતા પ્રવેશી હોય, વાણીમાં કટુતા આવી હોય, આચરણમાં કલુષતા આવી હોય, ખાવામાં, પીવામાં, જવા-આવવામાં, ઊઠવા બેસવામાં, બોલવામાં, વિચારવામાં—ક્યાંય કોઈ પણ ભૂલ થઈ હોય તો જૈન ધર્મનો સાધક 'મિચ્છા મિ દુક્કડં'નો આશ્રય લે છે. મિચ્છા મિ દુક્કડં કહેવું તે પ્રતિક્રમણ રૂપ પ્રાયશ્ચિત્ત છે:—

मिथ्यादुष्कृताभिधानादभिव्यक्तप्रतिक्रिया, प्रतिक्रमणम्।

—राजवार्तिक ९।२२।

આ પ્રાયશ્ચિત્ત સાધનાને પવિત્ર, નિર્મળ, સ્વચ્છ અને શુદ્ધ બનાવે છે.

પરંતુ 'મિચ્છા મિ દુક્કડં'ના કથન માત્રથી પાપ દૂર થઇ જતું નથી. શબ્દમાં સ્વય પવિત્ર, અપવિત્ર કરવાની શક્તિ નથી. શબ્દ તો જડ છે, પરંતુ શબ્દની પાછળ રહેલો મનનો ભાવ જ મહાન શક્તિ છે. વાણી મનનું પ્રતીક છે. 'મિચ્છા મિ દુક્કડં'ની પાછળ આંતરિક પશ્ચાત્તાપનો ભાવ રહેલો છે તે આત્મા ઉપર લાગેલ પાપ-મળને દૂર કરે છે. તેથી પરંપરાગત નિષ્પ્રાણ રૂઢિથી 'મિચ્છા મિ દુક્કડં'નો પ્રયોગ ન કરતાં સાચા મનથી પાપાચાર માટે પશ્ચાત્તાપ કરવો જોઈએ, તે તરફ ધૃણા કરવી જોઇએ.

અપરાધ માટે તપશ્ચરણ કે અન્ય કોઈ દંડ આપવામાં આવે છે તે પણ મૂળમાં પશ્ચાત્તાપ જ છે. જો મનમાં પશ્ચાત્તાપ ન હોય અને બાહ્ય કઠોર પ્રાયશ્ચિત્ત લેવામા આવે તો તે આત્મશુદ્ધિ કરી શકતું નથી.

સાધકના અંતર્હૃદયમાં સ્વયં પ્રાયશ્ચિત્ત કરવાનો, પાપનુ શોધન કરવાનો, આત્મશુદ્ધિ કરવાનો ઉલ્લાસ હોવો જોઇએ. 'મિચ્છા મિ દુક્કડ' પણ એક પ્રાયશ્ચિત્ત છે. તેના મૂળમા પશ્ચાત્તાપની ભાવના રહેલી છે, પરંતુ જો સાચા મનથી કરવામાં આવે તો.

આજકાલ જૈનો રૂઢિવશ પ્રતિક્રમણ કરે છે, મિચ્છા મિ દુક્કડં કરે છે, પરંતુ પુનઃ તે જ પાપ કર્યા કરે છે, તેથી નિવૃત્ત થતા નથી. આ પ્રમાણે પાપ કરવું અને મિચ્છા મિ દુક્કડં લેવુ, પુનઃ પાપ કરવું અને પુનઃ મિચ્છા મિ દુક્કડ લેવું તેથી આત્મશુદ્ધિના પથ ઉપર જરા પણ પ્રગતિ થતી નથી.

જૈન ધર્મ આવી સાધનાને બાહ્ય સાધના કહે છે ભૂલનો પશ્ચાત્તાપ કરતા પુન એ ભૂલ ન કરવાનો નિશ્ચય ન કરવામા આવે તો મિચ્છા મિ દુક્કડ બોલવાનો કાઈ અર્થ નથી એવા મિચ્છા મિ દુક્કડ ઉપર જૈન ધર્મે કઠોર આલોચના કરી છે તેને માટે આચાર્ય જિનદાસ આવશ્યક ચૂર્ણિમા કુભારના ઘડા ફોડનાર શિષ્યનું નીચેનુ ઉદાહરણ આપે છે.

એક વખતે એક આચાર્ય કોઈ ગામમા ગયા અને એક કુભારના પાડોશમા રહ્યા આચાર્યનો એક નાનો શિષ્ય ઘણી ચચળ પ્રકૃતિનો હતો કુભાર જેવો ચાક ઉપરથી ઘડો ઉતારી જમીન ઉપર મૂકે કે શિષ્ય કાકરો મારી તેને ફોડી નાખે કુભારે તેના તે કૃત્ય તરફ ધ્યાન ખેચ્યુ તો તે મિચ્છા મિ દુક્કડ કહેવા લાગ્યો, પરતુ તેણે પુન પુન કાકરા મારી ઘડા ફોડવાનું ચાલુ રાખ્યુ અને તે પ્રમાણે દરેક વખતે મિચ્છા મિ દુક્કડ કહેવાનું પણ ચાલુ રાખ્યુ

અતે કુભાર આવેશમા આવી ગયો તેણે એક કાકરો ઉઠાવ્યો અને તેને શિષ્યના કાન સાથે રાખી બળપૂર્વક દબાવ્યો શિષ્ય પીડા થવાથી ગભરાઈ ગયો અને બૂમ પાડવા લાગ્યો તેણે કુભારને કહ્યુ 'અરે! તું મને આ પ્રમાણે દુ ખ કેમ આપે છે?' કુભારે કહ્યુ 'મિચ્છા મિ દુક્કડ' તે પ્રમાણે કુભાર કાકરો પુન પુન દબાવતો જાય અને પુન પુન મિચ્છા મિ દુક્કડ બોલતો જાય અને શિષ્યને પોતાની ભૂલ કબૂલ કરવી પડી.

જ્યા સુધી મનમા પશ્ચાત્તાપ ન હોય ત્યા સુધી આ કુભારના જેવુ મિચ્છા મિ દુક્કડ છે તે આત્માને શુદ્ધ કરવાને બદલે અધિક અશુદ્ધ બનાવે છે તે માર્ગ પાપના પ્રતિકારનો નથી કિન્તુ પાપના પ્રચારનો છે આચાર્ય ભદ્રબાહુ કહે છે કે —

जइ म पडिक्कमियव्वं,
अवस्स काऊणं पावयं कम्मं।
तं चेव न कायव्वं,
तो होइ पए पडिक्कंतो॥६८३॥

—પાપકર્મ કર્યા પછી જો પ્રતિક્રમણ કરવું આવશ્યક છે તો સરળ માર્ગ તો એ છે કે પાપકર્મ કરવામાં જ ન આવે. આધ્યાત્મિક દૃષ્ટિથી વસ્તુતઃ એ જ સાચુ પ્રતિક્રમણ છે.

जं दुक्कडं ति मिच्छा,
तं भुज्जो कारणं अपूरेंतो।
तिविहेण पडिक्कंतो,
तस्स खलु दुक्कडं मिच्छा॥६८४॥

—જે સાધક ત્રિવિધ યોગથી પ્રતિક્રમણ કરે છે, જે પાપ માટે મિચ્છા મિ દુક્કડં લે છે તે પાપ જો ભવિષ્યમા પુનઃ કરતો નથી તેનું જ દુષ્કૃત્ય વસ્તુતઃ મિથ્યા અર્થાત્ નિષ્ફળ બને છે.

जं दुक्कडं ति मिच्छा,
त चेव निसेवए पुणो पावं।
पच्चक्ख-मुसावाई,
मायानियडी-पसंगो य॥६८५॥

—જે સાધક એક વાર મિચ્છા મિ દુક્કડં લઈ પુનઃ તે પાપાચરણનું સેવન કરે તો તે પ્રત્યક્ષ જૂઠું બોલે છે, દંભની જાળ વણે છે.

આચાર્ય ધર્મદાસ તો ઉપદેશમાળામાં આવા પ્રકારના માણસો માટે કઠોર સમાલોચના કરે છે અને તેમને મિથ્યાદૃષ્ટિ કહે છે આ રહ્યું તેમનું કથન —

जो जहवाय न कुणइ,
मिच्छादिट्ठी तउ हु को अन्नो?
बुड्ढेइ य मिच्छत्तं,
परस्स संकं जणेमाणो ॥५०६॥

—જે મનુષ્ય જેવું બોલે તેવું ભવિષ્યમાં કરે નહિ તો તેનાથી વધુ મિથ્યાદૃષ્ટિ બીજો કોણ હોઈ શકે? તે અન્ય ભદ્ર મનુષ્યોના મનમાં શંકા ઉત્પન્ન કરે છે અને એ રીતે મિથ્યાત્વની વૃદ્ધિ જ કરે છે

આચાર્ય શ્રી ભદ્રબાહુ સ્વામી આવશ્યક નિર્યુક્તિમાં મિચ્છા મિ દુક્કડંના એકેક અક્ષરનો અર્થ એવી રીતે કરે છે કે જો સાધક મિચ્છા મિ દુક્કડં લેતી વખતે તેના ઉપર વિચાર કરે તો પુનઃ પાપાચરણ કરે જ નહિ —

'मि' त्ति मिउमद्दवत्ते,
'छ' त्ति य दोसाण छायणे होइ।
'मि' त्ति य मेराए ठिओ,
'दु' त्ति दुगुंछामि अप्पाणं ॥६८६॥
'क' त्ति कड मे पावं,
'ड' त्ति य डेवेमि तं उवसमेणं।
एसो मिच्छा दुक्कड-
पयक्खरत्थो समासेणं ॥६८७॥

—મિ નો અર્થ મૃદુતા અને માર્દવતા છે. કાય નમ્રતાને મૃદુતા કહે છે અને ભાવ નમ્રતાને માર્દવતા કહે છે. છ નો અર્થ અસંયમ યોગરૂપ દોષોનું છાદન કરવું અર્થાત્ તેમને રોકવા તે છે. મિ નો અર્થ મર્યાદા છે અર્થાત્ સાધક કહે છે કે હું ચારિત્રરૂપ મર્યાદામાં સ્થિત છું. દુ નો અર્થ નિંદા છે. હું દુષ્કૃત્ય કરનાર ભૂતપૂર્વ આત્મ-પર્યાયની નિંદા કરું છું ક નો ભાવ પાપકર્મની સ્વીકૃતિ છે અર્થાત્ મેં જે પાપ કરેલાં છે તેનો હું સ્વીકાર કરું છું ड નો ભાવ ઉપશમ ભાવ દ્વારા પાપકર્મનું પ્રતિક્રમણ કરવાનો છે, પાપક્ષેત્રને ઉલ્લંઘી જવાનો છે. આ સંક્ષેપમાં मिच्छा मि दुक्कड પદનો અક્ષરાર્થ છે.

સારાંશ એ છે કે સંયમ-યાત્રાના પથ પર પ્રગતિ કરતાં જો સાધક કોઈ ભૂલ કરે તો તેનો સાચા મનથી પશ્ચાત્તાપ કરી લેવો જોઈએ અને પુનઃ તે ભૂલની આવૃત્તિ ન થવા દેવા માટે સતત સક્રિય પ્રયત્ન ચાલુ રાખવો જોઈએ. આ પ્રમાણે મન, વાણી અને કર્મથી मिच्छा मि दुक्कडं લેવામાં આવે તો તે કદાપિ નિષ્ફળ જશે નહિ. તે પાપ-મળને અવશ્ય ધોઈને આત્માને નિર્મળ બનાવશે.

## ૨૩

# મુદ્રા

સાધક માટે આવસ્યક આદિ ક્રિયા કરતી વખતે જે પ્રમાણે અંતરમા મનની એકાગ્રતા અપેક્ષિત છે તે જ પ્રમાણે શરીરની એકાગ્રતા પણ જરૂરી છે તે દ્રવ્ય આવશ્યક છે પરંતુ ભાવ માટે અત્યંત અપેક્ષિત છે તેથી ભારતીય ધર્મોમા આધ્યાત્મિક ક્ષેત્રમા પણ આસન અને મુદ્રા આદિનુ ઘણુ મહત્ત્વ માનવામા આવ્યુ છે

શરીરના અવ્યવસ્થિત રહેતા અવયવોને અમુક વિશેષ આકૃતિમા વ્યવસ્થિત કરવા તેને સામાન્ય રૂપે મુદ્રા કહે છે મુદ્રા સાધકમા નવચેતન પેદા કરે છે અને ભાવનાનો ઉલ્લાસ જાગ્રત કરે છે જ્યારે કોઈ વિશેષ મુદ્રા કરવાનો પ્રસગ ઉપસ્થિત થાય છે ત્યારે સાધક જાગ્રત થાય છે, અને તેનુ ભટકતુ મન સહજમા કેન્દ્રિત બને છે મદ અને ક્ષીણ બની ગયેલ ધર્મચેતના મુદ્રાનો પ્રસગ આવતા પુનઃ સતેજ બને છે, તેથી સાધક નૂતન સ્ફૂર્તિ સાથે સાધના પથ ઉપર આગળ વધે છે

મુદ્રા માટે આચાર્ય નમિચદ્રજી કહે છે કે મુદ્રાથી અશુભ મન વચન કાયાના યોગનો નિરોધ થાય છે અને તે શુભ પ્રવૃત્તિમા રોકાય છે

જૈન સાહિત્યમા ત્રણ પ્રકારની મુદ્રા માનવામા આવી છે, તે – (૧) યોગ મુદ્રા, (૨) જિન મુદ્રા અને (૩) મુક્તાશુક્તિ મુદ્રા

એક હાથની આંગળીઓ બીજા હાથની આંગળીઓમા નાખી કમળ ડોડાના આકારથી હાથ જોડવા; બન્ને હાથના અંગૂઠાને મુખ આગળ નાસિકા પર લગાડવા અને બન્ને હાથની કોણીઓ પેટ ઉપર રાખવી તેને યોગ-મુદ્રા કહે છે. આ મુદ્રા ઘૂંટણને ભૂમિ ઉપર ટેકાવી-ને અથવા ગૌ દોહન આસનથી ઉત્કટ (ઉભડક) બેસીને કરવામાં આવે છે.

જિનેશ્વર દેવ જ્યારે કાયોત્સર્ગ કરે છે ત્યારે બન્ને ચરણો વચ્ચે આગળના ભાગમાં ચાર આંગળ જેટલુ અને એડી તરફ પાછળના ભાગમા ચાર આંગળથી કાઇંક ન્યૂન, સાડા ત્રણ આગળ જેટલું અંતર રાખે છે; અને ઉક્ત દશામા જમણો હાથ જમણા સાથળ પાસે અને ડાબો હાથ ડાબા સાથળ પાસે લટકતા રહે છે. બન્ને હાથની હથેળી આગળના ભાગમાં સીધી ખુલ્લી હોય છે. આ જિન મુદ્રા છે. આ મુદ્રા દંડવત્ સીધા ઊભા રહીને કરવામાં આવે છે.

ત્રીજી મુક્તાશુક્તિ-મુદ્રા આ પ્રમાણે કરવામા આવે છે. કમળ-ડોડાની પેઠે બન્ને હાથ વચ્ચે ખાલી જગા રાખી જોડવા અને મસ્તકે લગાડવા અથવા મસ્તકથી થોડે દૂર રાખવા. મુક્તાનો અર્થ મોતી થાય છે અને શુક્તિનો અર્થ સીપ થાય છે. મુક્તાશુક્તિ સમાન બનેલી મુદ્રા મુક્તાશુક્તિ મુદ્રા કહેવાય છે. આ મુદ્રા પણ ઘૂટણને ભૂમિ ઉપર ટેકવીને અથવા ગૌ-દોહન આસનથી ઉત્કટ (ઉભડક) બેસીને કરવામાં આવે છે.

ચતુર્વિંશતિ સ્તવ આદિ સ્તુતિપાઠ પ્રાયઃ યોગમુદ્રાથી કરવામાં આવે છે. વંદન અને કાયોત્સર્ગમા જિનમુદ્રાનો પ્રયોગ કરવામાં આવે છે. વંદન માટે મુક્તાશુક્તિ-મુદ્રાનું પણ વિધાન છે.

૨૪

# પ્રતિક્રમણ વિષે પ્રશ્નોત્તરી

પ્રશ્ન ૧–પ્રતિક્રમણ પ્રાકૃત ભાષામાં શા માટે છે? જો પ્રચલિત લોકભાષામાં તેનો અનુવાદ વાપરવામાં આવે તો તેના અર્થનું જ્ઞાન સારી રીતે થઈ શકે

ઉત્તર–પ્રાચીન પ્રાકૃત ભાષામાં એટલી અધીક ગંભીરતા અને ઉચ્ચ ભાવના છે કે તે અનુવાદમાં પૂર્ણરૂપે ઊતરી ન શકે કોઈ કોઈ જગ્યાએ એવું પણ બને કે ભાષાન્તરમાં મૂળ ભાવના સ્પર્શ પણ ન થયો હોય

બીજી વાત એ છે કે અનુવાદને સાધનાનું અંગ બનાવતા ધાર્મિક ક્રિયાની એકરૂપતા નષ્ટ થઈ જાય છે સાંવત્સરિક વગેરે પર્વો ઉપર સામૂહિક રૂપે જો ભિન્નભિન્ન ભાષા બોલનાર પ્રતિક્રમણ કરવા બેસે તો શું સ્થિતિ થશે? એક કાંઈ બોલશે તો બીજો બીજું કાંઈ તેથી મૂળ પ્રાકૃત પાઠોને સુરક્ષિત રાખવા એ ખાસ જરૂરનું છે જનતાને અર્થનો પરિચય કરાવવા માટે અનુવાદ ચાલુ ભાષામાં કરવા એ પણ જરૂરનું છે પરંતુ તે અર્થ સમજવા માટે હોવું જોઈએ, મૂળ વિધિમાં તેનું સ્થાન મળવું ન જોઈએ

પ્રશ્ન ૭–પ્રતિક્રમણનો ઇતિહાસ શો છે? તે ક્યારે અને કયા રૂપે પ્રચલિત થયુ?

ઉત્તર–જ્યારથી જૈન ધર્મ છે, જ્યારથી સાધુ અને શ્રાવકની સાધના છે ત્યારથી પ્રતિક્રમણ પણ છે. સાધના-શુદ્ધિ માટે તો પ્રતિક્રમણ છે. તેથી જ્યારથી સાધના છે ત્યારથી તેની શુદ્ધિ માટે પ્રતિક્રમણ પણ છે. આ દૃષ્ટિથી પ્રતિક્રમણ અનાદિ છે.

વર્તમાન કાળચક્રમા ચોવીસ તીર્થંકર થયા છે પ્રથમ અને અંતિમ તીર્થંકરના કાળમા સાધક અધિક જાગરૂક હોતા નથી, તેથી તેમને દોષ લાગે કે ન લાગે પરંતુ તેમને માટે નિયમિત રીતે પ્રતિક્રમણ કરવાનુ વિધાન હોવાથી તે ધ્રુવ પ્રતિક્રમણ છે.

પરતુ વચ્ચેના બાવીશ તીર્થંકરોના સમયમા સાધકો અતિ વિવેકનિષ્ઠ અને જાગરૂક હતા તેથી જ્યારે દોષ લાગે ત્યારે જ પ્રતિક્રમણ કરવામાં આવતુ, તેથી તેમના શાસનનુ અધ્રુવ પ્રતિક્રમણ છે. તેને માટે ભગવતી સૂત્ર, સ્થાનાગ સૂત્ર અને કલ્પસૂત્રવૃત્તિ આદિ દ્રષ્ટવ્ય છે.

આચાર્ય ભદ્રબાહુએ પણ આવશ્યક નિર્યુક્તિમા કહ્યુ છે કે.—

सपडिक्कमणो धम्मो, पुरिमस्स य पच्छिमस्स य जिणस्स।
मज्झिमयाण जिणाणं, कारणजाए पडिक्कमणं॥१२४४॥

કોઈ આચાર્યનુ કથન છે કે દૈવસિક, રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક–ઉક્ત પાચ પ્રતિક્રમણોમાથી બાવીશ તીર્થંકરોના સમયમા દૈવસિક અને રાત્રિક એ બે પ્રતિક્રમણ થતાં હતા, શેષ નહિ તેથી સપ્તતિસ્થાનક ગ્રથમા કહ્યુ છે કે:—

देवसिय, राइय, पक्खिय, चउमासिय वच्छरिय नामाओ।
दुण्ह पण पडिक्कमणा, मज्झिमगाण तु दो पढमा ॥

ઉક્ત બે પ્રતિક્રમણ માટે કોઈ મનજન એવુ ધારે છે કે તે પ્રાત કાળે અને સાજના નિયમિત રીતે કરવામા આવતા હશે, પરતુ એમ નથી તેનો અર્થ એ છે કે દિવસે કે રાત્રિએ જ્યારે જે ક્ષણે દોષ લાગતો હતો તે જ સમયે પ્રતિક્રમણ કરવામા આવતુ હતુ ઉભય કાળનુ પ્રતિક્રમણ કરવામા આવતુ ન હતુ

પ્રથમ અને અતિમ તીર્થંકરના શાસનમા પણ દોષ કાળમા ઇર્યાપથ અને ગોચરી વગેરેના પ્રતિક્રમણ રૂપે તત્કાળ પ્રતિક્રમણનું વિધાન છે જ છતા પણ આ બે શાસનમા સાધક અસાવધાન છે, તેથી સંભવિત છે કે સમય ઉપર જાગ્રત ન બની શકે એટલા માટે ઉભય કાળમા પણ નિયમા પ્રતિક્રમણનું વિધાન કરવામા આવ્યુ છે

પરતુ બાવીશ તીર્થંકરોના શાસનમા સાધકની સ્થિતિ ઘણી ઉચ્ચ અને વિવેકનિષ્ઠ હતી, તેથી તત્કાળ પ્રતિક્રમણ દ્વારા જ નિયમ રૂપે શુદ્ધિ કરવામા આવતી હતી જીવનની ગતિ ઉપર પ્રત્યેક ક્ષણ કડી દૃષ્ટિ રાખનાર માટે પહેલા તો ભૂલ માટે અવકાશ જ નથી અને છતા પણ જો ભૂલ થઇ જાય તો તત્ક્ષણ તેની શુદ્ધિનો માર્ગ તૈયાર રહે છે

મહાવિદેહ ક્ષેત્રમા પરપરાનુસાર હમેશા અત્રેના બાવીશ તીર્થંકરોના જેવુ જ જિનશાસન વર્તે છે, તેથી ત્યા પણ દોષ લાગે કે તુરત પ્રતિક્રમણ કરી લેવામા આવે છે, ઉભય કાળ આદિનુ પ્રતિક્રમણ ત્યા થતું નથી

શ્રાવકોના પ્રતિક્રમણ સંબધી તેની સ્થિતિ હતી તે સપ્રમાણ સ્પષ્ટ નથી પરંતુ અત્યારે એટલું કહી શકાય કે સાધુઓ પ્રમાણે શ્રાવકોના

પણ પોત પોતાના જિન શાસનમાં યથાકાળ ધ્રુવ અને અધ્રુવ પ્રતિક્રમણ થતાં હશે.

પ્રશ્ન ૩–પ્રતિક્રમણની વિધિ શુ છે? કયો પાઠ કયારે અને કયા બોલવો જોઈએ?

ઉત્તર–આજકાલ વિભિન્ન ગચ્છોમાં ભિન્નભિન્ન પરંપરા પ્રચલિત છે. આજની પરપરા માટે તો કાંઇ કહી શકાય નહિ પરંતુ ઉત્તરાધ્યયન સૂત્રના સમાચારી નામના છવીશમા અધ્યયનમાં પ્રતિક્રમણવિધિની એક સંક્ષિપ્ત રૂપરેખા છે, તે આ પ્રમાણે છે:–

(૧) સર્વપ્રથમ કાયોત્સર્ગમાં જ્ઞાન દર્શન-ચારિત્ર સંબંધી અતિચારોનું ચિંતન કરવુ જોઈએ.* (૨) કાયોત્સર્ગ પૂર્ણ કરી ગુરૂદેવના ચરણોમાં વંદન કરવુ જોઇએ, અને તેમની સમક્ષ પૂર્વચિંતિત અતિચારોની આલોચના કરવી જોઇએ. (૩) આ પ્રમાણે પ્રતિક્રમણ કર્યા

---

* અતિચારના ચિંતન માટે આજકાલ હિંદી, ગુજરાતી ભાષામાં અમુક પાઠ પ્રચલિત છે. પરંતુ પુરાણા કાળમા એવુ કાંઈ ન હતુ અને એવું હોવું પણ ન જોઇએ. પ્રત્યેક વ્યક્તિનો જીવનપ્રવાહ ભિન્નભિન્ન રૂપે વહે છે તેથી પ્રત્યેક વ્યક્તિને અતિચાર પણ પરિસ્થિતિવશ જુદીજુદી રીતે લાગે છે. આ સર્વે ભિન્નભિન્ન દોષો માટે કોઈ એક નિશ્ચિત પાઠ કેવી રીતે હોઇ શકે?

સાધકે અતિચાર સંબંધી કાયોત્સર્ગમા એ વિચારવું જોઇએ કે મને અમુક દોષ, અમુક સમયે, અમુક પરિસ્થિતિમા લાગ્યો છે? મેં ક્યાં અને કોની સાથે ક્રોધ, અભિમાન, છળકપટ કે લોભવશ દુર્વ્યવહાર કર્યો છે? ક્યાં અને કયાકયા વિચારે મન વાણી-કર્મના ક્ષેત્રમા જન્મ પામ્યા છે? આનો વિચાર કરવો તે જ અતિચાર-ચિંતન છે. નહી કેવલ અમુક પાઠો દ્વારા આના જેવો આત્મપ્રકાશ મળી શકશે નહિ.

બાદ પ્રાયશ્ચિત્ત સ્વરૂપ કાયોત્સર્ગ કરવો જોઈએ. × (૪) કાયોત્સર્ગ પૂર્ણ કરીને ગુરુદેવને વંદન તથા સ્તુતિ મંગળ કરવા જોઈએ. આ દૈવસિક પ્રતિક્રમણની વિધિ છે. અહીં આવશ્યકના અંતમાં પ્રત્યાખ્યાનનું વિધાન નથી.

રાત્રિક પ્રતિક્રમણનો ક્રમ નિમ્નોક્ત નિરૂપણ કરેલો છે. (૧) સર્વ પ્રથમ કાયોત્સર્ગમાં રાત્રિ સંબંધી, જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ સંબંધી અતિચારોનું ચિંતન કરવું જોઈએ (૨) કાયોત્સર્ગ પૂર્ણ કરી ગુરુને વંદન કરવું જોઈએ અને તેમની સમક્ષ પૂર્વચિંતિત અતિચારોની આલોચના કરવી જોઈએ (૩) આ પ્રમાણે પ્રતિક્રમણ કર્યા પછી ગુરુને વંદન અને ત્યાર બાદ પુનઃ કાયોત્સર્ગ કરવો જોઈએ (૪) આ કાયોત્સર્ગમાં પોતાની વર્તમાન સ્થિતિને અનુકૂળ ગ્રહણ કરવા યોગ્ય તપરૂપ પ્રત્યાખ્યાનનો વિચાર કરવો જોઈએ.* (૫) કાયોત્સર્ગ પૂર્ણ

× ઉત્તરાધ્યયન સૂત્રમાં એ દર્શાવ્યું નથી કે કાયોત્સર્ગમાં શેનું ચિંતન કરવું? કાયોત્સર્ગ પ્રાયશ્ચિત્ત સ્વરૂપ છે, તેથી તે સ્વયં એક વ્યુત્સર્ગ તપ છે જે કષ્ટ દોષ તેને સમભાવથી સહન કરવું તે જ કાયોત્સર્ગનું ધ્યેય છે કાયોત્સર્ગમાં સમભાવનું ચિંતન જ મુખ્ય છે તેથી મૂળ સૂત્રમાં કાયોત્સર્ગમાં બોલવાના ખાસ પાઠનો કોઈ ઉલ્લેખ નથી પરંતુ સર્વ સાધક આવી ઉચ્ચ સ્થિતિમાં હોતા નથી, તેથી બાદમાં "લોગસ્સ" બોલવાની પરંપરા શરૂ થઈ, કે જે આજે પણ પ્રચલિત છે

* કાયોત્સર્ગમાં કેટલા લોગસ્સનું ધ્યાન કરવું જોઈએ તે સંબંધમાં આજકાલ મતભેદ છે, પરંતુ વાચકબંધુ જોઈ શકશે કે મૂળ સૂત્રમાં લોગસ્સનો ક્યાંય પણ ઉલ્લેખ નથી તેમાં તો છઠ્ઠા આવશ્યક રૂપે ગ્રહણ કરવા યોગ્ય તપના સંબંધમાં વિચાર કરવાનું વિધાન છે પરંતુ જ્યારે સાધક સ્થૂળ બની ગયા ત્યારે ચિંતન જતું રહ્યું અને તેની જગ્યા લોગસ્સે લીધી ન કરવા કરતા કાંઈક કરવું સારું

કર્યા પછી ગુરુને વદન અને તેમની પાસે પ્રત્યાખ્યાન કરી લો જોઇએ (૬) અતમા સિદ્ધસ્તુતિ દ્વારા આવશ્યકની સમાપ્તિ કરવી જોઈએ

આ ઉત્તરાધ્યયન સૂત્રમા દર્શાવેલ સક્ષિપ્ત વિધિ છે આજે તો એટલી બધી ગરબડ ચાલે છે કે માર્ગ જ મળતો નથી

પ્રશ્ન ૪-આવશ્યક અર્થાત્ પ્રતિક્રમણ કયા વખતે કરવુ જોઈએ?

ઉત્તર-દિવસની સમાપ્તિ થતા દૈવસિક પ્રતિક્રમણ અને રાત્રિ પૂર્ણ થતા રાત્રિક પ્રતિક્રમણ હોય છે મહિનામા બે વાર પાક્ષિક પ્રતિક્રમણ હોય છે, એક શુકલ પક્ષ પૂર્ણ થતા અને બીજુ કૃષ્ણ પક્ષ પૂર્ણ થતા. પાક્ષિક પ્રતિક્રમણ પાક્ષિક દિન પૂર્ણ થતા કરવામા આવે છે, પ્રાત સમયે નહિ ચાતુર્માસિક પ્રતિક્રમણ વર્ષમા ત્રણ વખત કરવાનુ હોય છે, તે અષાઢી પૂર્ણિમાના દિવસે, બીજુ કાર્તિક પૂર્ણિમાના દિવસે અને ત્રીજુ ફાગણ પૂર્ણિમાના દિવસે આ પ્રતિક્રમણ પણ ચાતુર્માસનો દિવસ પૂર્ણ થતા કરવામા આવે છે, પ્રાત સમયે નહિ. સાવત્સરિક પ્રતિક્રમણ વર્ષમા એક વાર ભાદ્રપદ શુકલ પચમીના દિવસે સધ્યાકાળે કરવામા આવે છે.

દૈવસિક પ્રતિક્રમણ સાજે દિવસના ચોથા પહોરના ચોથા ભાગમા* અર્થાત્ જ્યારે લગભગ બે ઘડી દિવસ બાકી રહેતા શય્યાભૂમિ અને ઉચ્ચાર ભૂમિની પ્રતિલેખના કર્યા બાદ પ્રારભ કરવુ જોઈએ પ્રતિક્રમણની સમાપ્તિના સમયનો ઉલ્લેખ મૂળ આગમમા નથી પરતુ ઉપદેશપ્રસાદ આદિ ગ્રથોમા દર્શાવ્યુ છે કે સૂર્ય ડૂબવાના સમયે અથવા તારાઓના પ્રથમ દર્શન સમયે આવશ્યકની પૂર્તિ રૂપે પ્રત્યાખ્યાન ગ્રહણ કરી લેવું જોઈએ. આ પ્રાચીન કાળની પરપરા છ

* જુઓ ઉત્તરાધ્યયન સૂત્ર, ૨૬/૩૮-૩૯

પરંતુ આજકાલ સૂર્યાસ્ત થતાં પ્રતિક્રમણની આજ્ઞા લેવામાં આવે છે. મારા ખ્યાલ પ્રમાણે સાંજનો આહાર તેનું કારણ છે. ઉત્તરાધ્યયન સૂત્ર આદિ અનુસાર જ્યાં સુધી સાધુ-જીવનમાં દિવસના ત્રીજા પહોરમા કેવળ એક વખત આહાર કરવાની પરંપરા ચાલી ત્યાં સુધી તો પ્રાચીન કાળમર્યાદા નભી શકી, પરંતુ જ્યારથી સાંજના બીજી વાર આહાર લેવાનું ચાલુ થયું ત્યારથી પ્રતિક્રમણનો સમય આગળ વધતો ગયો અને સૂર્યાસ્ત સમય સુધી પહોંચી ગયો. સમાપ્તિનું સ્થાન પ્રારંભે લઈ લીધું.

રાત્રિક પ્રતિક્રમણ પ્રાતઃકાળે રાત્રિના ચોથા પહોરના ચોથા ભાગમાં જ બતાવ્યુ છે.* સૂર્યોદય સમયે પ્રત્યાખ્યાન ગ્રહણ કરી લેવું જોઈએ. પ્રાતઃકાળની પરંપરા આજે પણ પ્રાયઃ તે પ્રમાણે ચાલી આવે છે.

પ્રશ્ન ૫—આવશ્યક સૂત્ર-પાઠનો નિર્માણ-કાળ કયો છે? વર્તમાન આગમ સાહિત્યમાં તેનું શું સ્થાન છે? તેના રચયિતા કોણ છે?

ઉત્તર—આ પ્રશ્ન ઘણો ગંભીર છે. તેના ઉપર મારા જેવો લેખક સ્પષ્ટ રૂપે "હા" કે "ના" કહી ન શકે. છતાં કાંઈક વિચારો વાચક સામે આગળ મૂકું છું.

જૈન આગમ સાહિત્ય બે ભાગમાં વહેંચાયું છે: (૧) અંગ-પ્રવિષ્ટ અને (૨) અંગ-બાહ્ય. અંગ-પ્રવિષ્ટના આચારાંગ, સૂત્રકૃતાંગ આદિ બાર ભેદો છે. અંગ બાહ્યના મૂળમાં બે ભેદ છે: આવશ્યક અને આવશ્યક વ્યતિરિક્ત. આવશ્યકમાં સામાયિક, ચતુર્વિંશતિસ્તવ વગેરે

* જુઓ ઉત્તરાધ્યયન સૂત્ર, ૨૬/૪૬

છ ભેદ છે, અને આવશ્યક વ્યતિરિક્તના દશવૈકાલિક, ઉત્તરાધ્યયન આદિ અનેક ભેદ છે. આ વિભાગ નન્દી-સૂત્રના શ્રુતાધિકારમા આજે પણ જોઇ શકાય છે.

ઉપર્યુક્ત વિભાગ પરથી એ ફલિત થાય છે કે "આવશ્યક" અંગ અર્થાત્ મૂળ આગમ નથી, "અંગબાહ્ય" શબ્દ જ આ વાત સ્પષ્ટ કરે છે. અંગપ્રવિષ્ટ અને અંગબાહ્યની વ્યાખ્યા પણ એ જ છે કે જે ગણધર-રચિત હોય તે અંગ પ્રવિષ્ટ અને ગણધરો બાદ થયેલા સ્થવિર મુનિઓએ પ્રાચીન મૂળ આગમોનો આધાર લઈ કોઈ જગ્યાએ શબ્દશઃ તો વળી કોઈ જગ્યાએ અર્થશઃ રચેલ હોય તે અંગબાહ્ય. આચાર્ય જિનદાસ આવશ્યક ચૂર્ણિમા તે જ વ્યાખ્યા કરે છે. તેમજ ઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થ ભાષ્ય, ભટ્ટાકલંકકૃત રાજવાર્તિક આદિ પ્રાયઃ સર્વે શ્વેતાંબર અને દિગંબર ગ્રંથો એ જ વ્યાખ્યા કરે છે. આ વ્યાખ્યા ઉપરથી માલૂમ પડે છે કે પ્રાચીન જૈન પરંપરામા આવશ્યકને શ્રી સુધર્મા સ્વામી આદિ ગણધરોની રચના માનવામા આવતી નથી, પરંતુ સ્થવિરોની કૃતિ માનવામા આવે છે.

હવે પ્રશ્ન એ રહે છે કે કયા સમયના કયા સ્થવિરોની કૃતિ છે! આનો સ્પષ્ટ ઉત્તર હજુ સુધી આપણી પાસે નથી.

આવશ્યક સૂત્ર ઉપર આચાર્ય ભદ્રબાહુની નિર્યુક્તિ છે, તેથી તેમનાથી ઘણા સમય પહેલા સૂત્રપાઠોનુ નિર્માણ થયુ હોવું જોઈએ. વર્તમાન આગમ સાહિત્યના સર્વપ્રથમ લેખનકાળમાં આવશ્યક સૂત્ર વિદ્યમાન હતું. ત્યારે જ ભગવતી સૂત્ર આદિમાં તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ ઉલ્લેખને જોઈ કોઇ કહે છે કે આવશ્યક આદિ પણ ગણધરકૃત જ છે કારણ કે ત્યારે જ મૂળ આગમમાં તેનો ઉલ્લેખ

બૌદ્ધ ધર્મમાં કહ્યું છે કે —

' पाणातिपाता वेरमणि सिक्खापदं समादियामि। अदिन्नादाना वेरमणि सिक्खापद समादियामि। कामेसु मिच्छाचारा वेरमणि सिक्खापदं समादियामि। मुसावादा वेरमणि सिक्खापदं समादियामि। सुरामेरयमज्जपमादट्ठाना वेरमणं सिक्खापदं समादियामि।''

—लघुपाठ, पञ्चसील।

''सुखिनो वा खेमिनो होन्तु सब्बे सत्ता भवन्तु सुखितत्ता।''

''मेत्तं च सब्बलोकस्मिन्,
मानस भावये अपरिमाणं।
उद्धं अधो च तिरियं च,
असंबाधं अवेरं असपत्तं॥''

—लघुपाठ, मेत्तसुत्त।

વૈદિક ધર્મમાં કહ્યું છે કે —

ममोपात्तदुरितक्षयाय श्री परमेश्वर प्रीतये प्रातःसायं सन्ध्योपासनमहं करिष्ये.

—सन्ध्यागत सङ्कल्पवाक्य।

''ॐ सूर्यश्च मा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्य पापेभ्यो रक्षन्ताम्। यद् रात्र्या पापमकार्षं मनसा वाचा हस्ताभ्या पद्-

भ्यामुदरेण शिश्ना रात्रिस्तदवलुम्पतु यत् किंचिद् दुरितं मयी-
दमहममृतयोनौ सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ।"

—कृष्ण यजुर्वेद।

वैदिक धर्म प्रार्थनाप्रधान धर्म छे तेमा पश्चात्ताप पण प्रार्थना प्रधान होय छे, परमेश्वरनी प्रसन्नता माटे ज होय छे, छता पण सर्वे पापोना प्रायश्चित्तनी भावनानो स्रोत तेमा मळे छे, के जे मनुष्य ना अन्तःकरणना मूळ भावोनुं प्रतिनिधित्व करे छे

प्रश्न ७—आजकाल आवश्यक साधना पूर्ण विधिपूर्वक शुद्ध रूपे थइ शकती नथी, तेथी अविधि अने अशुद्ध विधिथी करवामा आवे तो पण शु नुकसान छे? अविधिथी करवामा आवे तो पण परंपरा तो सुरक्षित रहेशेने?

उत्तर—जैन धर्ममा विधिनुं घणुं महत्त्व छे उपयोगशून्य अविधिथी करवामा आवती साधना केवळ द्रव्य-साधना छे ते अंतर्हृदय मा ज्ञानज्योति प्रगटावी शकती नथी आचार्य हरिभद्रना शब्दोमा कहु तो आ प्रकारनी उपयोगशून्य साधना केवळ कायचेष्टा रूपे छे तेथी कायवासित अने वाग्वासित छे तेमना शब्दो आ रह्या —

इहरा उ कायवासियपायं,
अहवा महामुसावाओ।
ता अणुरूवाण चिय,
कायव्वो एस विन्नासो॥

—योगविंशिका १२।

જ્યાં સુધી સાધના મનોવાસિત ન હોય ત્યાં સુધી તેનું કાંઇ સારુ પરિણામ આવી શકતું નથી. સારુ પરિણામ આવવું તો એક બાજુ રહ્યુ, પરંતુ ઊલટું ખરાબ પરિણામ આવે છે. મોઢેથી પાઠો બોલ્યે જવા, પરંતુ તદનુસાર આચરણ ન કરવું તે તો સ્પષ્ટરૂપે મૃષાવાદ–જૂઠ છે. અને આ મૃષાવાદ વિપરીત ફળ આપનાર બને છે.

ઘણા માણસો અવિધિ અને અશુદ્ધ વિધિને સમર્થન આપે છે અને કહે છે કે જેમ ચાલે છે તેમ ચાલવા દોને? કાંઈ ન કરવુ તેથી તો થોડું કરવુ તે સારુ છે. શુદ્ધ વિધિનો આગ્રહ રાખશુ તો શુદ્ધ ક્રિયા થવી-તો દુર્લભ છે જ, અને થોડીઘણી અશુદ્ધ ક્રિયા થાય છે તે પણ બંધ થઈ જશે! અને તેથી પ્રાચીન ધર્મપરપરાનો લોપ થઈ જશે.

આનો ઉત્તર એ છે કે જો ધર્મપરપરા શુદ્ધ હોય તો તે ધર્મ-પરંપરા છે, પરતુ જો ઉપયોગશૂન્ય ભારસ્વરૂપે અશુદ્ધ ક્રિયાને જ ધર્મ કહેવામા આવે તો અનર્થ જ છે. અશુદ્ધ પરંપરાને ચાલુ રાખવાથી શાસ્ત્ર વિરુદ્ધ વિધાનને બળ મળે છે અને તેનુ પરિણામ એ આવે છે કે આજે જો એક અશુદ્ધ ક્રિયા ચાલુ છે તો આવતી કાલે બીજી અશુદ્ધ ક્રિયા ચાલુ થઈ જશે, પરમ દિવસ તેથી વધારે ગરબડ ચાલુ થશે અને એ પ્રમાણે ગંદકી ઘટવાને બદલે નિરતર વૃદ્ધિ પામશે. અને અંતે એ ગંદકી સમગ્ર સમાજને વિકૃત બનાવી દેશે. તેથી સાધક માટે એ આવશ્યક છે કે તે સાધનાની શુદ્ધતા ઉપર અધિક ધ્યાન આપે.

કાંઈ પણ ન કરવાની અપેક્ષાએ કાંઈક કરવું તે શાસ્ત્રકારોએ સારું બતાવ્યું છે. તેનો ભાવ એ છે કે વ્યક્તિ દુર્બળ છે. સાધક પ્રારભમાં જ શુદ્ધ વિધિ પ્રત્યે બહુમાન કરે છે અને તદનુસાર જ

આચરણ પણ કરવા ઇચ્છે છે, પરંતુ પ્રમાદવશ ભૂલ થઇ જાય છે અને ઉચિત રૂપે લક્ષ્યવેધ કરી શકતો નથી આવા પ્રકારના વિવેકશીલ જાગ્રત સાધકને ઉદ્દેશીને કહ્યું છે કે જે કાંઈ તમારાથી બને તે કર્યે જાઓ, જીવનમાં કાંઈ ને કાંઈ કરતા રહેવું જ જોઇએ તમારાથી ભૂલ થઈ જાય છે તેના કારણમાત્રથી સાધના છોડીને બેસી ન જશો પ્રાથમિક અભ્યાસમાં ભૂલ થઇ જવી સ્વાભાવિક છે પરંતુ ભૂલ સુધારવાની દૃષ્ટિ હોય, તદનુકૂળ પ્રયત્ન પણ હોય તો તે ભૂલ પણ વાસ્તવિક રીતે ભૂલ નથી આ અશુદ્ધ ક્રિયા એક દિવસ શુદ્ધ ક્રિયાનું કારણ બની શકે છે

જાણી જોઇને પહેલેથી જ અશુદ્ધ પરંપરાનું આલંબન લેવું તે એક વાત છે અને શુદ્ધ પ્રવૃત્તિનું લક્ષ રાખવા છતાં અને તદનુકૂળ પ્રયત્ન કરવા છતાં પણ અસાવધાનીવશ ભૂલ થઈ જાય તે બીજી વાત છે પહેલી વાતનું કોઈ પણ સંયોગોમાં સમર્થન કરી શકાય નહિ બીજી વાતનું સમર્થન એટલા માટે કરવામાં આવે છે કે વ્યક્તિગત જીવનની દુર્બળતા છે, સમુચ્ચય સમાજની અશુદ્ધ પરંપરા નથી સમાજમાં પ્રસરેલા અશુદ્ધ વિધિવિધાનોની પરંપરાનો તો સખત વિરોધ કરવો જોઈએ

વ્યક્તિગત જીવનમાંથી પ્રાથમિક અભ્યાસની દુર્બળતા નિરંતર સચેષ્ટ રહેવાથી એક દિવસ દૂર થઈ શકશે ધનુર્વિદ્યાનો અભ્યાસ કરનાર જો જાગ્રત ચેતનાથી અભ્યાસ કરતો રહેશે તો જો કે તે પહેલા પહેલા ભૂલો અવશ્ય કરશે, કિંતુ એક દિવસ ધનુર્વિદ્યામાં પારંગત પંડિત બની જશે એકેક જળબિંદુ એકત્રિત થતાં એક દિવસ સરોવર ભરાઈ જશે પ્રાથમિક અસફળતાઓથી ગભરાઈ જઈ ક્રિયા છોડી દૂર નાસી જવું તે કાયરતા છે. જે માણસો અસફળતાના ડરથી કાંઈ

પણ કરતા નથી તેમની અપેક્ષાએ જેઓ સાધના કરે છે, અસફળ બને છે અને છતાં પુનઃ સાધના કરતા રહે છે તે વધુ સારા છે.

આ પ્રમાણે નિરંતર ભૂલો અને અસફળતા સાથે સંઘર્ષ કરતાં કરતાં જાગ્રત ચેતનાને સહારે તેઓ એક દિવસ અવશ્ય સફળતા પ્રાપ્ત કરશે. આવા પ્રકારના સાધકોને લક્ષમા રાખીને કહ્યુ છે કે:–

अविहिकया वरमकयं,
उस्सुय-सुत्तं भणंति गोयत्था।
पायच्छितं जम्हा,
अकए गुरुयं कए लहुयं॥

—અવિધિથી કરવાની અપેક્ષાએ ન કરવું સારું છે, તે ઉત્સૂત્ર-વચન છે. કારણ કે ધર્માનુષ્ઠાન ન કરનારને ગુરુ પ્રાયશ્ચિત્ત આવે છે, અને ધર્માનુષ્ઠાન કરતા જે પ્રમાદવશ ક્યાંય અવિધિ થઈ જાય તો લઘુ પ્રાયશ્ચિત્ત આવે છે.

પ્રશ્ન ૮—જે ગૃહસ્થે દેશવિરતિરૂપે કોઈ પણ વ્રત ગ્રહણ કરેલ નથી તેણે પ્રતિક્રમણ કરવું જોઈએ કે નહિ? જો વ્રત જ નથી તો તેની શુદ્ધિ માટે પ્રતિક્રમણની શું આવશ્યકતા છે?

ઉત્તર—વ્રત હોય કે ન હોય, છતાં પણ પ્રતિક્રમણ કરવા યોગ્ય છે જ. જેને વ્રત નથી તે પણ પ્રતિક્રમણ માટે સામાયિક કરશે, ચતુર્વિંશતિ સ્તવ અને વંદના, ક્ષમાપના વગેરે કરશે તો તેને આત્મ-વિશુદ્ધિ દ્વારા કર્મનિર્જરા થશે. અને બીજી વાત એ છે કે પ્રતિક્રમણ

તું તારા કરેલા પાપોથી જ તને મલિન બનાવી રહ્યો છે પાપને છોડી દે, તું સ્વયં શુદ્ધ બની જશે શુદ્ધિ કે અશુદ્ધિ પોતાની જ છે, એક મનુષ્ય બીજા મનુષ્યને શુદ્ધ કરી શકતો નથી

જો મનુષ્ય શલ્યથી વીંધાયેલો હોય તો તે દોડાદોડ કરી મૂકે છે પણ તેના હૃદયમાંથી જો બાણ કાઢી નાખવામાં આવે તો શાંતિ અનુભવી ચૂપ બેસી જાય છે

જે મનુષ્ય સમસ્ત પાપોને હૃદયમાંથી બહાર કાઢી નાખે છે, જે વિમળ, સમાહિત અને સ્થિતાત્મા બની સંસાર સાગરને ઉલ્લંઘી જાય છે તેને બ્રાહ્મણ કહે છે

—તથાગત બુદ્ધ

જે મનુષ્ય જેટલો અંતર્મુખ હશે અને જેટલી તેની વૃત્તિ સાત્વિક અને નિર્મળ હશે તેટલે દૂર સુધીનો તે વિચાર કરી શકશે અને તેટલું જ દૂરનું પરિણામ જોઈ શકશે

મન દૂષિત બની ગયું હોય તો બહુ ગભરાવાની જરૂર નથી, વૃત્તિને દૂષિત બનવા ન દો મનને દોષોથી બચાવવાનો ઉપાય કરવો તે જ વૃત્તિને દૂષિત થતી અટકાવવી એ છે

પાપને પેટમાં ન રાખો, તેને બહાર નીકળવા દો વિષ પેટમાં રાખવાથી તો શરીરને જ મારે છે, કિંતુ પાપ તો સર્વથા સત્યનો નાશ કરી દે છે

જ્યાં ગુપ્તતા છે ત્યાં બૂરાઈ અવશ્ય છે બૂરાઈને છૂપાવવી તે બૂરાઈની વૃદ્ધિ કરવા બરાબર છે

વિકાર ચોરની પેઠે અસાવધ મનુષ્યોના ઘરમાં જ ખાતર પાડે છે તેના હુમલાથી બચવા માટે જાગરૂકતા સબળ ઢાલ છે.

જે પ્રમાણે વહાણનો નાયક પોતાની નોંધપોથીમાં યાત્રા તથા વહાણ સંબંધી નોંધ લખે છે તે પ્રમાણે દરેક માણસે નિષ્પક્ષભાવથી પ્રતિદિન પોતાના દૈનિક કાર્યક્રમ સંબંધમા લખવું જોઇએ; અને બીજે દિવસે તેણે ચિંતન કરવુ જોઇએ કે તેના કામમા જે ત્રુટિઓ કે દોષ રહી ગયાં હોય તેને દૂર કરવામા તે કયા સુધી સફળ થયો છે?

જો તને તારી કોઈ ભૂલ માલૂમ પડે તો તુ તેને શીઘ્ર સુધારી લે. અન્યની ભૂલ કે અન્યાયને તેના ઇન્સાફ ઉપર છોડી દે.

ગુપ્તતાની બીજી બાજુ છે અસંયમ જેટલો અધિક સયમ તેટલુ સ્પષ્ટ અને ખુલ્લુ જીવન.

જ્યારે તમે તમને જોવા લાગશો ત્યારે માલૂમ પડશે કે કેવા કેવા દશ્યો તમારી સન્મુખ આવે છે.

પોતાને ઓળખવા માટે તટસ્થ બુદ્ધિથી પોતાનુ નિરીક્ષણ કરો

પોતે મેલા રહેવુ અને અન્યને સાફ રહેવાનુ કહેવુ તે કેટલું વિચિત્ર છે?

જ્યા સુધી મનનો મેલ બહાર ન કાઢીએ ત્યા સુધી પ્રભુ-પ્રાર્થનાનો આપણને શો હક છે?

ગુન્હો છૂપો રહેતો નથી. તે મનુષ્યના મુખ ઉપર લખેલો જ હોય છે. તે ઓળખવાનું શાસ્ત્ર આપણે પૂરી રીતે જાણતા નથી, કિંતુ વાત સ્પષ્ટ છે.

આત્માને ઓળખવાથી, તેનું ધ્યાન કરવાથી, તેના ગુણોનું અનુસરણ કરવાથી મનુષ્ય ઊર્ધ્વગામી બને છે. તેથી ઊલટું કરવાથી અધોગામી બને છે.

હૃદયને હંમેશા અધિકાધિક પવિત્ર બનાવો, કારણ મુક્તિનું કાર્ય હૃદય દ્વારા જ બને છે જો તમારું હૃદય બરાબર શુદ્ધ હશે તો વિશ્વનું સંપૂર્ણ સત્ય તેમાં આવિર્ભૂત થશે

આપણે દુર્બળ છીએ માટે ભૂલો કરીએ છીએ, અને અજ્ઞાની છીએ માટે દુર્બળ છીએ આપણને અજ્ઞાની કોણ બનાવે છે? આ ણે પોતે જ આપણે આપણી આંખોને આપણા હાથથી ઢાંકી દઈએ છીએ અને પછી સર્વત્ર અંધારું છે કહીને રોવા બેસીએ છીએ

—સ્વામી વિવેકાનંદ

પોતાના ઉપરનું આવરણ હઠાવવું અર્થાત્ પોતાનું રહસ્ય જાણવું તે જ ધર્મનો સાર છે

પોતાના તરફ સાચા બનો અને સંસારની અન્ય કોઈ વાત ઉપર ધ્યાન ન આપો

સંસારમાં વ્યથાનું કારણ એ છે કે આપણે આપણી અંદર જ જોતા નથી

મનુષ્યોને બહારથી અનુભવ કરાવવાને બદલે અંદરથી જ અનુભવ કરાવી દે તે સર્વોત્તમ આલોચના છે

આત્માથી બહાર ન ભટકો, પોતાના કેન્દ્રમાં જ સ્થિર રહો

—સ્વામી રામતીર્થ

જો એક બાજુથી કે એક અંગથી તમે સત્યની સન્મુખ જતા હો અને અન્ય તરફથી આસુરી શક્તિ માટે તમારા હૃદયના દ્વાર

બારણાં ખુલ્લાં રાખતા હો તો ભગવત્-શક્તિ તમને સહાય કરશે એવી આશા રાખશો નહિ, તે આશા વ્યર્થ છે.

તમારામાં જે મિથ્યા વસ્તુ હોય તેને શોધી તેનો ત્યાગ કરો. ભગવાનને જે ઘર અર્પણ કરેલું છે તેમા સત્ય અને મિથ્યા, પ્રકાશ અને અંધકાર, સમર્પણ અને સ્વાર્થ-સાધન ઉભય એકીસાથે રહી શકશે એવું ન ધારશો

—શ્રી અરવિંદ યોગી

જ્યા સુધી ચિત્ત ગંગાજળ જેવુ નિર્મળ અને પ્રશાંત ન બની જાય ત્યા સુધી નિષ્કામતા આવી શકતી નથી. અંતર્બાહ્ય–અંદર અને બહાર એક જ હોવું જોઇએ.

વિસ્મૃતિ એક મહાન દોષ છે તે ઘણા મનુષ્યો જાણતા નથી, પરંતુ તે પરમાર્થ માટે નાશક છે. વ્યવહારમા પણ વિસ્મૃતિથી હાનિ થાય છે. ભગવાન બુદ્ધ કહે છે કે "पमादा मच्चुणो पद" અર્થાત્ પ્રમાદ–વિસ્મરણ–મૃત્યુ છે. એકેક ક્ષણનો હિસાબ રાખશો તો પ્રમાદને આવવાની જગ્યા રહેશે નહિ એ રીતે સર્વે તમોગુણને જીતવાનો યત્ન કરવો જોઇએ.

—આચાર્ય વિનોબા ભાવે

આપણને જગત સુધારવાની જેટલી ચિંતા છે તેટલી પોતાના બદ્ધ આત્માને મુક્ત બનાવવાની ચિંતા નથી.

પોતાની ભૂલનો સાચા મનથી સ્વીકાર કરવો તે સર્વે પ્રકારના સુધારાનો મૂળ આરંભ છે

—ડૉ. એસ રાધાકૃષ્ણન

જીવનમાં અસફળ બનનારની સમાધિ ઉપર અસાવધાની અને કાળજી વિનાનો વગેરે શબ્દો લખવામાં આવે છે.

—સ્વેટ માર્ડન

જે મનુષ્ય પોતાના હૃદયથી દુર્ગુણો ઉપર એટલો વિજયી બની ગયો હોય કે દુર્ગુણોના પ્રકાર અને તેના ઉત્પત્તિસ્થાનને જાણી શકે તો તે કોઈ પ્રાણી ઉપર ઘૃણા કે તિરસ્કાર કરતો નથી.

જે પોતાના ઉપર વિજય પ્રાપ્ત કરી શકે છે તેને જ શાંતિ પ્રાપ્ત થઇ શકે છે.

જો તમે દૃઢતાપૂર્વક તમારી અંદરની વૃત્તિઓને દબાવી શકો તો તમે તમારી ઇચ્છાનુસાર તમારું જીવન બનાવી શકો.

—જેમ્સ એલન

પશ્ચાત્તાપ માટે એ આવશ્યક છે કે મનુષ્ય પહેલાંનાં પાપો માટે સાચા મનથી લજ્જિત બને અને પુનઃ કદી પાપકર્મ કરવાનો યત્ન ન કરે.

—સંત ઓગસ્ટાઈન

રાત્રે સુતા પહેલાં ત્રણ બાબતનો હિસાબ કરો. પહેલાં એ વિચારો કે દિસમાં મેં કોઇ પાપ તો કર્યું નથી ને? બીજી વાત એ વિચારો કે આજે કોઇ ઉત્તમ કાર્ય કર્યું છે કે નહિ? ત્રીજી વાત એ વિચારો કે કોઇ કરવા યોગ્ય કાર્ય કરવાનું હું ચૂકી ગયો છું કે નહિ!

—પાયથાગોરસ

જો આપણે એમ કહીએ કે મેં કોઇ પાપ કર્યું જ નથી તો આપણે આપણને છેતરીએ છીએ અને સત્ય પથથી વિમુખ બનીએ છીએ

—બાઈબલ

જો સાચા દિલથી અફસોસ કરવામાં આવે તો વિશ્વનું સર્વ પાપ દૂર થઇ શકે છે.

—મુહમ્મદ સાહેબ

હે પિતા! તેમને (મને શૂળી પર ચઢાવનારાઓને) ક્ષમા કરો, કારણ તેઓ શું કરી રહ્યા છે તે તેઓ સમજતા નથી.

—ઇસા મસીહ

## પ્રથમ ભાગ સમાપ્ત